શ્રી.

# અન્નપૂર્ણા અથવા પવિત્ર પ્યાર.

[ એક કલ્પિત વાર્તા ]

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. ચીમનલાલ લલ્લુભાઈ.

ઠે. ડભાણુ ભાગોલ મુ. નડીઆદ.



આવૃત્તિ ૧લી. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૨.

ધી શારદા વિજય પ્રી. પ્રેસમાં શા. હરજીવનદાસ
અમરશીએ છાપ્યું-નડીઆદ.

કીં. રૂ. ૧-૮-૦.

# અર્પણ પત્રિકા.

રા. રા. શ્રીયુત કવીશ્વર

રઘુનાથ ત્રીભોવન બ્રહ્મભટ્ટ.

મારી આ નૉવેલ એ આપનાજ સહવાસની

કૃપાપ્રસાદી હોઇ આપનેજ

અર્પણ કરી કૃતાર્થ

થાઉં છું.

લી. સ્નેહાધીન

ચીમન.



શ્રીયુત રૂઘનાથ ત્રીભુવનદાસ

બુદ્ધદેવ, શૃંગીઋષી, સૂર્યકુમારી, વિગેરેના લેખક.

# લેખકના બે બોલ.

ઘણીએ નૉવેલો અત્યાર અગાઉ બહાર પડી ચુકી છે. તેમાં કેટલીક ઇતીહાસને આધારે લખાઈ ઇતીહાસના અમુક સત્યોનું પ્રતિપાદન કરે છે જ્યારે અનેક કલ્પીત નૉવેલોમાં કલ્પીત પાત્રને રચીને નીતિના અમુક અમુક સિદ્ધાંતોને પ્રતિપાદન કરીને મનુષ્ય હૃદય ઉપર તે તે તત્વોની સચોટ ધાર્મિક અસર બેસાડવા પ્રયત્ન કરવામાં આવેલો હોય છે. સાધારણ રીતે જનસમાજનું વલણ નૉવેલના વાંચન તરફ વધારે ઢળેલું રહે છે એટલે કોઇપણ લેખકને પોતાના અનુભવથી ઘડાએલા વિચારો તેમજ ઘટનાઓ જનસમાજના કલ્યાણ અર્થે બહાર પાડી જનસમાજનો મોટો ભાગ તેને જાણે એવી ઇચ્છા હોય તો બીજા કોઇપણ માર્ગે તે જાહેરમાં લાવવા કરતાં નૉવેલના રૂપેજ બહાર લાવવાનો એક સરળ અને ધોરી માર્ગ જણાય છે.

હંસક્ષીર ન્યાયે દોષ અગર સાધારણ ભુલો તરફ ક્ષમાદ્રષ્ટિથી જોઇ તેની અંદરથી બોધ ગ્રહણ કરવા લાયક સાર રૂપ વસ્તુનોજ વાંચક જો સંગ્રહ કરે તો ગમે તેવા સાધારણ લખાણ અગર નોવેલમાંથી સાર રૂપ કંઇ નહીં ને કંઈજ તે મેળવીજ શકશે.

મારો નૉવેલ લખવાનો આ પ્રથમજ પ્રયાસ છે જેથી અનેક દોષો તેની અંદર રહ્યાજ હશે, પણ વાંચક તે ક્ષમાદ્રષ્ટિથી સુધારી લઇ વાંચશે અને મદનચંદ્રના પીતા પ્રાણુપીશાચની પોતાની પુત્રી તુલ્ય પુત્રવધૂ પ્રત્યે કામવાસના, અને તે કોઈપણ રીતે પાર પાડવા અનેક કાવાદાવા રચી પોતાનાજ પુત્રના સુખનું સત્યાનાશ વાળવા તૈયાર થવું, અને છેવટે તેમાંથી નીપજતા અનિષ્ટ પરિણામો જોઇ થતા પશ્ચાતાપમાંથી, તેમજ ચંપકશાહની કોઈપણ જોખમે પરોપકાર કરવાની વૃત્તિમાંથી, તેમજ પૂર્ણકળાના પતિવૃત્ત તથા અન્નપૂર્ણાના પવિત્ર પ્યાર અને લગ્ન સંબંધીના ઉચ્ચ વિચારોમાંથી, તેમજ કન્યા વિક્રય જેવા કુધારાઓથી નીપજતાં વિપરીત પરિણામ વીગેરેમાંથી જરૂર વાંચકને પોતાની રૂચી અનુસાર થોડો ઘણો પણ સારો બોધ લેવાનું સાધન મળીજ રહેશે અને તેટલે અંશે લેખક પોતાનો શ્રમ સફળ થએલો સમજશે.

અનેક પ્રતિકુળતાઓને લીધે ઘણાએ દોષો રહી ગએલા વાંચકને દ્રષ્ટિગોચર થસે. સુજ્ઞ વાંચક તે તે દોષો તથા તેને અંગે યોગ્ય લાગતી બીજી સલાહ મને લખી જણાવવાની કૃપા કરશે તો તે મુજબ બીજી આવૃત્તિમાં સુધારો કરવા જરૂર પ્રયત્ન કરવામાં આવશે.

મારા આ નૉવેલ લખવાના તથા છપાવવાના કાર્યમાં મારા મીત્ર ભટ્ટ અંબાલાલ છોટાલાલે પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી તથા રા. રા. મણીલાલ મનસુખરામ ઢગટ, નવી મીલના ઇજનેર સાહેએ જે આર્થીક રીતે મને ઉત્સાહપુર્વક જે મદદ કરી છે તે માટે તે બન્ને ગૃહસ્થોનો હું અત્રે ઉપકાર માનું છું.

નડીઆદ. \
તા. ૧-૮-૨૨. }

લી. સેવક
લેખક

# ફોટો ઍન્લાર્જર.

હમારે ત્યાં નાની છબી ઉપરથી મોટી છબી કરવાનું તથા પેસ્ટલ, વૉટર, ઑઇલ કલર પેઈન્ટીંગ તથા કેનવાસ ઉપર ઑઈલપેઈન્ટીંગ અને લાઇફ સાઇઝ પેઈન્ટીંગ નું કામ સફાઈબંધ અને વાયદાસર કરી આપવામાં આવે છે.

મહાત્મા ગાંધીજીના લંગોટીવાળા તથા જેલનાં હસતાં મુખનાં રંગીન ફોટા ૧૫×૨૦ ઇંચ સાઈઝના હમારે ત્યાં ાી મળશે. છુટક નકલ આઠ આના. જથાબંધ માટે પૂછો.

ધી સુપીરીઅર ફોટો આર્ટ વર્કસ.

**માલીક—મુલચંદ જે. પટેલ.**

ફોટોગ્રાફર અને આર્ટીસ્ટ.

મોઢ ફળીઆ, મોહીસાંથ,—નડીઆદ.

શ્રી.




# પ્રકરણ ૧ લું.

## દુઃખી હૃદય.

ફરે છે ચક્ર દુનિયાનું, વળી આ કારમિ કારી;
હતા જે કાલ રાજા જન, થયા છે આજ ભિખારી.
ઉદય જે સૂર્ય થાયે છે, ખરેખર અસ્ત થાવાને;
ક્ષણિક આ સુખ દુનિયાનું, આખરે નષ્ટ થાવાને.

આજે ચૈત્ર સુદી પૂર્ણીમા હતી, ચંદ્રમા આકાશમાં પૂર્ણ કળાથી પ્રકાશી સૃષ્ટિ સૌંદર્યમાં ઓર વધારો કરી રહ્યો હતો. સમસ્ત જગત્ રૂપેરી ચાંદનીમાં સ્નાન કરી રહ્યું હતું, તે સમયમાં ગુર્જર ભૂમિના ખેડા જીલ્લામાં અસહકારના પવિત્ર

રંગથી રંગાયલું નરક્ષેત્ર નગર પણ કંઇક અલૌકિક સુખ અનુભવી રહેલું હતું. દિવસના કામથી કંટાળેલા મનુષ્યો મગજ શાન્તિ અર્થે નગરના મોટા રસ્તાઓ ઉપર ચંદ્રમાંથી ઝરતી શિતળતાનુ પાન કરી આનંદ પ્રવાહમાં તણાતા આમથી તેમ ફરી રહ્યા હતા. શહેરમાં સર્વત્ર સ્થળે શાન્તિ દેવીનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. શહેરના રાજમાર્ગ ઉપરથી કેટલીક આડી અવળી ગલી ઓ નીકળેલી જણાતી હતી. પ્રિય વાંચક વર્ગ ! તમો પણ હમારી સાથે ચાલો, અને એક નાની ગલીમાંના બે મજલાવાળા ઇંટેરી મકાનમાં કોઈ ન જાણે તેમ દાખલ થઇ જુઓ તો ખરા ? કે જ્યારે સર્વત્ર આનંદમય રાત્રિ વ્યતિત થઇ રહી છે ત્યારે અહીંયાં કંઇ જુદું જ ચિત્ર અનુભવાય છે. આ મકાનના આગળના ભાગમાં છજુ આવેલુ હતું તે છજામાંથી આગળ વધતાં એક ઓરડો હતો ઓરડાના મધ્યભાગમાં એક ઝુલો બાંધેલો હતો. તે ઝુલા ઉપર એક યુવાન પુરૂષ સફેદ ધોતીયું તથા બારીક પહેરણ પહેરી બેભાન સ્થિતિમાં સૂતેલો હતો, તેની સામે એક યૌવન ના આંગણામાં પ્રવેશ કર-

તી મુગ્ધા હાથમાં પંખો લઈ મંદ ગતિથી પવન નાખતી બેઠી હતી. અંગ ઉપર ધારણ કરેલા સ્વચ્છ અને શ્વેત ખાદીના વસ્ત્રોમાંથી પણ તેની તપ્ત કાંચન જેવી સ્વચ્છ અંગ પ્રભા સ્પષ્ટ ઝળકી આવતી હતી. આસપાસ અનંત નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય હોવા છતાં ઘાઢા મેઘ પટલને ભેદી જેમ વિદ્યુત પ્રભા ચમકે અથવા અનંત નિસ્તબ્ધ સાગર માંથી નિસ્તબ્ધતાને ચીરી તરંગો ઉછળે તેવી રીતે ચળ વિચળ થતી મુખમુદ્રા પરથી તેના હૃદયની મર્મ વેદના સ્પષ્ટ કળાઇ આવતી હતી. બાહ્યાડંબર વિનાના આ મુગ્ધાના સ્વાભાવિક સૌંદર્યને જોતાં કવિ સમ્રાટ કાળિદાસની ઉક્તિ અક્ષરશ: સત્ય લાગતી હતી.

**किमीवहि मधुरानां मण्डनं आकृत्ति नाम्.**

એટલે કે વિધાતાએ જેને રૂપજ મનોહર આપ્યું છે તેને ઉપરના શણગારના આડંબરની કિંચિત્ માત્ર આવશ્યકતા નથી. પ્રભાત કાળે સેવાળથી વીંટળાયલું છતાં મંદ વાયુની લહરિઓ સાથે નૃત્ય કરતું કમળ સ્વભાવીક સુંદર લાગે છે. કલંક યુક્ત હોવા છતાં ભગવાન શિન રશ્મી ત્રિભુવન મોહન લાગે છે, તેવીજ રીતે જેને પ્રકૃતિ

દેવીએ સુંદર કર્યાં છે, તે આભુષણોને પણ સુંદર બનાવે છે, તે મુગ્ધાના મુખારવિંદની કાન્તિ નિહાળતાં તે કોઈ ઉચ્ચ કુટુંબની કન્યકા હોય તેમ જણાતું હતું. ઓરડામાં સામેની દિવાલ ઉપર એક ઓફીસ કલોક ઘરની શોભામાં વૃદ્ધિ કરી રહ્યું હતું. ઓરડાના એક ખુણામાં નાનું પણ સુશોભિત ટેબલ મુકેલું હતું. તેના ઉપર મેડીકલ લાઈનનાં બે ત્રણ પુસ્તકો પડેલાં હતાં; બાજુમાં એક બત્તિ ગોઠવેલી હતી. તેની જયોતી જાણે ઘરના અંધકારનું પાન કરતી હોય તેમ લાગતું હતું. શાન્તિ ભંગ થતાં ઘડીઆળમાં અગીઆર ટકોરા વાગ્યા. મુગ્ધાનું સ્થિર ચીત્ત ક્ષણવારને માટે જાગૃત થયું. તે ઉભી થઈ મન સાથે વિચાર કરવા લાગી. રાત્રિના અગીઆર વાગી ગયા છે. પ્રિય પ્રાણેશ પર આજે કંઇક નિદ્રા દેવીની કૃપા થઇ હોય તેમ જણાય છે. જગતનિયંતા મેં તારા દરબારમાં એવું કયું અઘોર પાપ કર્યું છે કે જેનો બદલો આવી ઘોરત્તર રીતે વાળવા તૈયાર થયો છું. ઓ ભકત વત્સલ ભગવાન! મારા પતિ દેવની તબીયત દિવસે દિવસે વધારે બગડતી જણાય છે. તેમજ મારાં

પુજ્ય માતા પિતા તુલ્ય સાસુ સસરાજી આ બાબતમાં બિલકુલ લક્ષ આપતાં નથી શું મારે માટે દુઃખમય જીવન વ્યતિત્ કરવું એજ વિધાતાનું નિર્માણ છે? આવા વિચાર વમળે ચઢેલી મુગ્ધાનાં ચક્ષુઓમાંથી ઝીણા મુકતાકણ સમાન અશ્રુ બિંદુઓ ટપકી રહ્યાં હતા. વિચારના તરંગોમાં તણાતી મુગ્ધા આમથી તેમ આંટા મારતી તો ઘડીકમાં શિતળતાના રશ્મીથી ભરપુર ચંદ્રદેવના સામુ જોઈ તેને કંઇક વિનવતી હોય તેમ મનમાંજ બડબડતી હતી. આવી રીતે કેટલોક વખત મનોવેદનામાં ગયો. આખરે છજાના આગલા ભાગના કઠેરાને જમણો હાથ ટેકવી વિચારશીલ વદને ઊભી રહી. ઘડીઆળમાં બારના ટકોરા થયા. પહેરાવાળા સિપાઈઓ કાળા વસ્ત્રોથી સજ્જ થઇ હાથમાં લાંબી લાકડીઓ લઈ કાળા કૃત્યો કરનાર ચોર ડાકુઓની શોધમાં નીકળી હોંશીયાર, ખબરદાર, વિગેરે અવાજોથી વ્યાપેલી શાન્તિનો ભંગ કરતા એક ગલીમાંથી બીજીમાં જવા લાગ્યા. આપણી વાર્તાની નવલ નવયુવતિ પણ હવે પાસેના ઓરડામાં દાખલ થઇ એક વખત ફરીથી સુતેલા યુવકની મુગ્ધ-

મુદ્રા નિહાળતી ઉષ્ણ નિસાસો નાખી તેની બાજુએ પાથરેલી ચટાઇ ઉપર આડી પડી. નિદ્રાવશ થઇ. વહાલા વાંચક તું પણ તેવા દુઃખી હૃદય ઉપર દયા કર અને કંઇક શાંતિ મેળવવા સમય આપ.



# પ્રકરણ બીજું.

## ગેબી મદદગાર.

અરેરે ઝમર દુનિયા રંગી છે, તે વાકય આજે મારી નજરે યથાર્થ રીતે સત્ય થતું નિહાળું છું. સમયની બલિહારી છે. કયાં ગયો મારો આગળનો વૈભવ? કયાં ગઈ મારી આગળની લક્ષ્મી અને કયાં ગયું મારૂં આગળનું શાન્તિ સદન? કે જયાં હજારો મનુષ્યો મારાજ પતિદેવના હાથથી કેટલીક કષ્ટકારી બિમારીથી મુક્તિ મેળવી જીવન રૂપી દિપીકાની જયોતિ પ્રકટાવી હસ્તે મુખડે વિદાય થતાં હતાં. આહા! તેજ મારા પતિદેવનું અમૂલ્ય શરીર આજ નાવારસી મિલ્કત થઇ પડયું હોય તેમ જણાય છે. ઇશ્વર તારી કળા અકળ છે. તું જળને ઠેકાણે સ્થળ, સૂર્યને ઠેકાણે ચંદ્ર, રાત્રિને ઠેકાણે દિવસ, તરણાનો મેરૂ અને મેરૂનો તૃણ કરતાં વાર લગાડતોજ નાથી, તારી અગાધ માયામાં રચીપચી રહેલા મૂર્ખ મનુષ્યો ભવિષ્યના લાંબા વિચારો કર્યા વિના ઉછાંછળાપણું કરે

છે. તે આખરે નિસ્તેજ તારાના માફક નિરંતર દુઃખ દરીઆમાં ડુબી જાય છે આ પ્રમાણેના ઉદ્ગારો કાઢતી એક મુગ્ધા કે જેને આપણે પહેલા પ્રકરણમાં પતિ સેવામાં તલ્લિન બનેલી યુવતિ તરીકે જોઇ ગયા છીએ. તેજ હતી. હજુ પણ તેના વિચાર સાગરના તરંગો પૂર્ણ પણે ઉછળીજ રહ્યા હતા પરંતુ જગતની દરેક વસ્તુને માટે અંત નિર્માણ થયેલો છે, તેજ પ્રમાણે આપણી યુવાન સુદરીના વિચાર તરંગોનો પણ અંત આવ્યો. આગળના દાદરના પગથીઆંમાંથી એક વૃદ્ધ ઉમરની વ્યક્તિ દેખાઈ. વિચારશિલ મુગ્ધાની દ્રષ્ટિ પણ બદલાઇ. તેને જોતાંજ મુગ્ધા બોલી ઉઠી. પધારો, પધારો, પૂજ્ય પિતા તુલ્ય સસરાજી. આજે આપ આ આપનાં દિન બાળક બાળકી ઉપર કૃપા કરી અત્રે આવ્યા જણાઓછો, તેથી શોકિત હૃદયમાં કંઈક શાન્તિ અને આશાના નિર્મળ ફુવારા છુટી રહ્યા છે. શું કઇ નવિન સમાચાર મારા ભાગ્ય ઉદયને માટે લાવ્યા છો ? કહો ! કહો ! પિતા તુલ્ય સસરાજી આ કમનસિબ અબળાના દુઃખનો અંત આવવાને કોઇપણ રસ્તો આપને દેખાય છે ? આટલું

બોલતાંજ મુગ્ધાનું કોમળ હૃદય ભરાઈ આવ્યું; શરીરનાં સર્વ અંગો ધ્રુજવા લાગ્યાં, અને નયન દ્વારા જળ પ્રવાહ વહેવા લાગ્યો. તેને સંબોધી પ્રાણપિશાચ બોલ્યો પૂર્ણ કળા તું જાણતી નથી કે તારાજ સુખમાં હમારૂં ભવિષ્યનું સુખ સમાયલુ છે. તું જાણે છે કે મને પરમકૃપાળુ ઇશ્વરે બે પુત્ર અને એક પુત્રી એમ ત્રણ સંતાન આપ્યાં છે. તેમાં મારા પ્રથમના પૂત્ર મદનચંદ્ર ઉપર મારી પ્રીતિ વધારે બંધાએલી છે, જો તેમ ન હોતતો હજારો રૂપીઆનો ખર્ચ કરી સારી નોકરી અપાવી ઉચ્ચ દરજ્જે બેસાડત નહિ. વારૂ પણ અત્યારે મારો મદનચંદ્ર ઘરમાં નથી? શું તે બહાર ગયો છે? પૂર્ણા તારા સુખનો સૂર્ય ઉદય કરવા મારૂં તન, મન, ધન સર્વ નષ્ટ થશે તો પણ હું પાછું પગલું ભરવાનો નથી. પણ એતો બતાવ કે આમ કરવાથી તું મને કેવા રૂપે જોઈશ? શંકાશિલ વદને પૂર્ણા તેનાજ સામુ નિહાળી રહી હતી. મરણના મુખમાં હોમાવાની તૈયારી કરતા બુઢ્ઢાના હૃદયમાં એક ક્ષણે હજારો વિચાર તરવરી રહ્યા હતા, અને તેના સર્વ અંગોમાં કંપારી છુટી રહી હતી તે ઉપરથી,

સમજાતું હતું કે તે કોઇ અન્ય માર્ગેજ દોરાઇ રહ્યો હતો. હવે તે સમ ાને અનુસરી આગળ બોલવા લાગ્યો. પૂર્ણી તું મારી એક મ.ગણી સ્વિકારીશ એવી હું આશા રાખું છું.

પૂર્ણકળા—પિતાજી! પિતાજી! આપ આ શું કહો છો? જ્યારથી આપ ી પુત્રવધૂ તરીકે હું આપના ગૃહમાં આવી છું ત્યારથીજ મારૂં સર્વસ્વ પૂજ્ય સાસુ સસરા તથા પતિદેવને અર્પણ કરી ચૂકી છું. કહો? કહો? એવી કઇ વસ્તુ છે કે મેં આપની સેવામા હાજર કરી નથી. આપ કહોતો આ દીન દાસી પતિસેવા અર્થે પ્રાણ પણ અર્પવા તૈયાર છે. પર્ણકળાનાં ઉપરનાં વાક્યો સાંભળી વૃદ્ધ પ્રાણપિશાચના હૃદયમાં કિંચીત્ લજ્જાનો આવિર્ભાવ થયો. પણ " **कामातुराणाम् न भयम् न लज्जा** " એ નિતી સૂત્રને અનુસરી " **यन केन प्रकारेण**" પોતાની વિષય વાસના તૃપ્ત કરવી એજ જેના આગમનનો પ્રધાન હેતુ હતો, એવો વિષય વાસનાથી ઘેરાએલો ભૂખ્યા વરૂની માફક તે નિર્દોષ હરણીને ઉદ્દેશીને કહેવા લાગ્યો. પ્રાણલત્તા! જુઓને તમે મારા કહેવાનો ભાવાર્થ સમજ્યાં નહિ. પૂર્ણકળા તેના

આશયને પૂર્ણપણે સમજી ચૂકી હતી, પણ વિષયાંધ વરૂની માગણીને ખુલ્લે ખુલ્લો જવાબ આપવો તેના કરતાં ગર્ભિત વાત કરવી એ તેના લજ્જાશિલ સ્વભાવને વધુ ઉચિત લાગવાથી કિંચીત્ નીચું જોઈ, સાડીનો પાલવ આઘો સંકોરી પગના અંગુઠા સામે દૃષ્ટિ કરી ભૂમિ માગ આપે તો સમાઇ જાઉં તેવા આશયથી જાણે જમીન ખોતરતી હોય તેમ અર્ધ વિચાર નિદ્રામાં પડેલી જાગૃતિ નું ભાન આવતાં કહેવા લાગી, પિતાજી અમારા પ્રાણનાં એવાં કયાંથી સદ્ભાગ્ય હોય કે વડીલોની સેવામાં સમર્પણ થાય. હજુ પણ એ મારી માગણી સમજી નથી એમ સમજતો તે કામાન્ધ કહેવા લાગ્યો. પૂર્ણકળા તારા જેવી સુકોમળ દેહ લતાના પ્રાણની માગણી કરૂં તેવો હું મૂર્ખ નથી, પણ પ્રાણ અને હૃદયના અંતરમાં રહી જે પ્રાણોનું સંમેલન કરાવે તેવી વસ્તુની હું માગણી કરૂં છું. તેની આવી નિર્લજ માગણી સાંભળી પૂર્ણકળા એક દમ ભયચકિત હરણીની માફક ગાભરી ગાભરી ઉભી થઇ બે ડગલાં પાછી હઠી. તેની સુકોમળ દેહ લત્તા પવનથી કંપતી કેળની માફક ધ્રુજવા લાગી. બે શબ્દો

પરાણે ઉચ્ચારી શકી. પિતાજી હું તો આપની પુત્રવધૂ એટલે આપની પુત્રી દયાવતિ તુલ્ય! મારા પ્રત્યે આપની આ ભાવના ન શોભે. વિષય વાસનાના વનમાં સંપુર્ણ ઘેરાયલા કામી ઉપર આ શબ્દોની જરાપણ અસર ન થઇ. તે કહેવા લાગ્યો. પુત્રી પર તો બ્રહ્મા પણ મોહાંધ બન્યા હતા. ઓ પ્રભુ! આતો વિષય લંપટતાની પરિસીમા. એવું ઉચ્ચારતી પૂર્ણકળા ચારે તરફ જોવા લાગી કામી મર્યાદાની હદ છોડી તેના તરફ ધસવા લાગ્યો. શિયળ રક્ષામાં એકાકગી બનેલી તે મુગ્ધા હજી પણ માને તો એ શબ્દો ઉપદેશના કહું એવા વિચારથી કહેવા લાગી. પિતાજી આ નાશવંત ક્ષણ ભંગુર શરીરમાં એવું તે શું છે કે આપ વડીલ તરીકેના ગૌરવને પણ તિલાંજલી આપવા બેઠા છો?

" **दर्शनात् हरे चित स्पर्शनात् हरे मनं संभोगात्**
**हरे वीर्य नारी प्रत्यक्ष राक्षसी ॥**

પ્રાણ પિશાચ—બસ કર; બસ કર; પૂર્ણ કળા એવા પુરાણોનાં લાંબા લાંબા સ્તોત્રો હું સાંભળવા નથી માગતો તને ખબર છે કે તું અત્યારે કોની સત્તામાં છે.

તારા ભવિષ્યના ઉદયનો માર્ગ મારી પ્રસન્નતામાંજ સમાએલો છે. છંછેડાએલી સિંહણની પેઠે પૂર્ણકળા બોલી; ચૂપ રહે કામાંન્ધ! તને કયાં ખબર છે, કે તું પોતે અત્યારે કોની સત્તામાં છે. મારા ભાગ્યનો માર્ગ નિષ્કંટક કરનારતો સર્વેશ્વરજ છે. પણ એ સેતાન, કામાંન્ધ કૂતરા! તારા જેવા વિષયાંધોની કેવી માઠી દશા થઇ છે તેનો તો વિચાર કરી જો? રાજા રાવણ સીતાજીનું હરણ કરી શું સુખ પામ્યો હતો; દુર્યોધન દ્રૌપદીને સતાવી કેટલો શાંત રહી શકયો હતો; અહલ્યાને સંતાપનાર ઇંદ્રને આખરે બિલાડાનું રૂપ લેવું પડયું હતું. એ મૂર્ખ વૃદ્ધ વિચાર કરી જોઇશ તો ખાત્રી થશે કે જે વસ્તુ ઉપર તું મોહીત થયો છે, તે વસ્તુ મળ, મૂત્ર, રૂધિર, અને માંસનુંજ બનેલું પૂતળું છે. તારા જેવા કામી પુરૂષો જેને અમૃત માને છે, તે અમૃત નહિ પણ હળાહળ વિષ છે. માટે હજુ પણ સમજી તારી ચલાયમાન વૃત્તિઓને ઠેકાણે લાવ. આટલું બોલતાં બોલતાં પૂર્ણકળાનો કંઠ રૂંધાવા લાગ્યો. ને તેના બંને ઓષ્ઠો ફરકવા લગ્યા

**પ્રાણ પિશાચ** બોલ્યો, બસ કર, સાધ્વી નારી, તારા

સતી પણાનો ડોળ હું ઘણી સારી રીતે જાણું છું. ઉપર થી ઉજળી દેખાતી બગલીઓ અંદરથી કેટલી કાળી હોય છે, તેનું મને સારી રીતે જ્ઞાન છે. હજુ પણ સમજ, ને મારા કોપની જવાળા ન પ્રકટાવ; સમજી જા, ને મારી કૃપા મેળવી સુખી થા. આટલી નમ્રતાથી કહું છું છતાં નથી માનતી તો હું જોઉ છું કે તને કોણ સહાય કરે છે. આટલું બોલતાં બોલતાં પ્રાણપિશાચ પૂર્ણકળાની નજીક જઇ તેના અંગને સ્પર્શ કરવા જાય છે, તેજ વખતે સબૂર, સબૂર, ના અવાજ સાથે એક યુવાન છલંગ મારતો ઉપર આવી પ્રાણપિશાચની સામે રક્ત નેત્રે વનના કેસરી ની માફક ગર્જી ઉઠયો. ઓ નરાધમ, નિચ, હેવાન! મનુષ્યની આકૃત્તિમાં છુપાએલા સેતાન, શું તું નથી જાણતો કે દેવી પંચાળીનાં વસ્ત્રાહરણ કરતી વખતે તેના સહાયક શ્રી કૃષ્ણચંદ્રે હાજર થઈ દુષ્ટ દુઃશાસનની આંખોમાં ધૂળ નાખી હતી. તેવીજ રીતે પવિત્ર શિયળ વતી સતિ નારીના ધર્મને નષ્ટ થતો અટકાવવાને માટે જ ઇશ્વરેજ મને આ રસ્તે મોકલ્યો હશે. ઓ પાપી પિશાચ તારૂં શ્યામ મુખ લઈ દુર થા. નહિતો હમણાજ



ઓ પાપી પિશાચ! ત્હારૂં શ્યામ મુખ લઈ દૂર થા. પાનું ૧૪.

યમરાજના દરબારમાં રવાના થઇશ. ધિક્કાર છે તારા વૃદ્ધ પણાને. ઉપરના શબ્દો નવ યુવકના મુખમાંથી નીકળી રહ્યા હતા, તે વખતે પૂર્ણકળા કંપિત્ અંગે તેના શિયળ રક્ષકની બાજુમાંજ ઉભી રહી હતી. તેને સંબોધી યુવક કહેવા લાગ્યો બાળા ગભરાઇશ નહિ. સર્વને બચાવનાર સરજનહાર છે. તારા જેવી સાધ્વી નારીના શિયળનું રક્ષણ કરતાં મારૂં હૃદય હર્ષથી ઉભરાય છે. આ પ્રમાણે વાત કરતાં યુવકનુ લક્ષ પૂર્ણકળા તરફ દોરાયું. તે સમય નો લાભ લઈ પાપી પ્રાણપિશાચ પલાયન થયો, અને યુવક પણ વધારે વખત એકાંતમાં ન રહેવાના સૂત્રને માન આપી, એક વખત ફરીથી મુગ્ધા તરફ મીઠી દૃષ્ટિ નાખી, ધર્મ ભગિની પ્રણામ કહી દાદર ઉતરી ચાલવા લાગ્યો. પૂર્ણકળા પણ દૃષ્ટિ પહોંચી ત્યાં સુધી યુવકની પીઠ નીહાળતી છજામાં ઉભી રહી.



# પ્રકરણ ત્રીજુ.

## નવીન સ્નેહી



હૃદયેશ્વરી આમ ઉદ્વીગ્ન ચહેરે તું કેટલા દિવસ ફરશે. !

ઉપરોક્ત ઘટનાને કેટલાક દિવસ વીત્યા બાદ પૂર્ણકળાને ઉદ્દેશીને મદનચંદ્રે કહ્યું.

"શું કરૂં પ્રાણેશ ? " પૂર્ણકળા તેના પૂર્ણેન્દુ સમાન મુખને બે હાથથી ઢાંકી વદનની આસપાસ વીટળાયલા વાળોથી મેઘાચ્છન્ન ચંદ્રબિંબનો તિરસ્કાર કરતી બોલી, નાથ મારાથીં તો એ ઘટના વિસરાતીજ નથી, એનું એજ દૃશ્ય ચોવીશે કલાક આંખો આગળ તરે છે. વ્હાલા ! કોણ જાણે આવા કેટલા દિવસો કાઢવા પડશે.

**મદનચંદ્ર**—એ તારી મોટી ભૂલ છે. શું તું એમ સમજે છે કે પ્રાણી માત્રને હંમેશાં એકજ સ્થિતિમાં પડી રહેવાનું સરજાયું છે? ઉદય અસ્ત તો સૂર્ય ચંદ્ર સરખાને પણ છે, ભરતી ઓટ સાગરમાં પણ આવે છે. રથનાં ચક્રોની માફક ઉચે

જવું ને નીચે આવવું પ્રાણી માત્રના ભાગ્યની ગતિ છે. આ સંસારમાં જન્મે છે તે મરે છે, ખીલે છે તે કરમાય છે, ઉગે છે તે આથમે છે, અને સંસારની રેંટરૂપી ઘટમાળ ફરતીજ રહે છે. પ્રાણેશ્વરી તુંજ વિચાર કરી જો; દિવસે દિવસે મારી તબીયત પણ સુધરતી જાય છે. વ્હાલી, પ્રથમથીજ મારા પાપી પિતાની હિલચાલ ઉપર શંકાતો હતી, પણ હું નહોતો ધારતો કે પિશાચ રૂપ પિતા આવું અઘોર કૃત્ય કરવાને પણ નહિ ડરે.

પૂર્ણકળા—પ્રાણેશ એમાં વડિલને શું કામ દોષ આપો છો. પ્રાણી માત્રના આત્માપર કેટલીક વખત અંધકારની એવી વિષમ છાયાઓ આવે છે, કે ધીર પુરૂષ પણ વૃત્તિઓનું સંયમન કરી શકતા નથી, તો સંસારમાં રચીપચી રહેનાર પામર મનુષ્યોનું તો પૂછવુંજ શું. દુનીઆમાં દુર્જનતા છે તેમ સજ્જનતા પણ છે; જે ભાવિએ એક મનુષ્યને દુષ્કૃત્ય કરવાની પ્રેરણા કરી, તેજ ભાવિએ આપત્તિના સમયમાં ઉપકાર કરાવી બીજા એક મનુષ્યને સજ્જન મિત્ર પણ બનાવ્યો. તે ગૃહસ્થ પણ હમણાંજ આવવાના છે.

મદનચંદ્ર—પ્રાણેશ્વરી સામાના દોષોને પણ ગુણ રૂપ

જોવાની તારી પ્રતિભાને હું જેટલા ધન્યવાદ આપું તેટલા ઓછા છે; પણ મનુષ્યમાંથી હેવાન બનેલા વડિલને હું તો કદાપિ ક્ષમા કરી શકવાનો નથી. તે કલ્પના ચિત્ર મારી આંખ આગળ આવતાં મગજ પણ ભમી જાય છે પૂર્ણા ચાહનો ટાઇમ પણ થઇ ગયો છે, ઉઠ જરા બે કપ ચાહ તો બનાવી નાખ. ઠંડા પાણીનો ગ્લાસ લાવ; બહાર છજામાં જાળી ઉપર મારો ટુવાલ સૂકવેલો છે તે પણ લાવ એટલે જરા મગજ ઉપર શિતળ પાણી નાખું તો મગજ ઠંડુ પડે.

પૂર્ણકળા ઉઠી બહાર છજામાં આવી એકદમ દોડતી દોડતી ઓરડામાં દાખલ થઇ કહેવા લાગી લ્યો એતો આવી પહોંચ્યા. આવનાર નવ યુવક મદનચંદ્ર ને સંબોધી કહેવા લાગ્યો, ડાક્ટર સાહેબ આપતો મને નહિ ઓળખતા હો, પણ હું તો આપને કંઇક ઓળખું છું આપ એક વખત મારી દુકાન પર ડાકટર મનખસુલાલની સાથે આવ્યા હતા. કદાચ લક્ષમાં હોય તો યાદ કરો.

મદનચંદ્ર—મીસ્ટર આપનું સમજવું યથાર્થ છે,

આગે મને કદાચ જોયો હશે, કારણ કે હું હંમેશાં પાટનગર બજારે થઈ નેટીવ જનરલ લાયબ્રેરીએ જાઉછું, એટલે આપની દુકાન આગળ થઇનેજ મારો રસ્તો છે, પણ એવો પ્રસંગ નહિ મળેલો કે આપ અને માર વચ્ચે વાતચિત થઇ હોય; વળી કેટલાક દિવસથી મારાં ગૃહલક્ષ્મિ તરફથી આપની સજ્જનતા જાણી શકયો છું. પણ પ્રત્યક્ષ દર્શનનો લાભ તો આજેજ મળ્યો છે. આપના કરેલા ઉપકારોનો બદલો મારાથી કોઇ પણ રીતે વાળી શકાય તેમ નથી. પણ તેનો બદલો જગત્ કર્તા પરમેશ્વર તરફથીતો જરૂર મળશેજ. આપની સજ્જનતા તથા પરોપકારીપણાથી ગમે તેવો દુષ્ટ હૃદયનો પ્રાણી પણ નમે છે, હમણાં મારી અને તેની વચ્ચે તેજ વાતચિત થતી હતી. મિત્રવર્ય ! સર્વેશ્વરની ગતિજ ન્યારી છે. મારા અને તમારા વચ્ચે પ્રીતિનું બીજ રોપાવા ને વાસ્તે કેવો પ્રસંગ ઉભો કર્યો ? જો હસવામાં ન કાઢો તો સાચું કહું છું કે આપનું નામ પણ હું હજુ જાણતો નથી.

આ સેવકને લોકો હંમેશાં ચંપકશાહના નામથી ઓળખે છે. પણ ડાકતર સાહેબ બહેન ઘરમાં નથી કે શું ?

**મદનચંદ્ર**—એ અંદરના ખંડમાં ચાહ બનાવે છે. પ્રથમ આપના તરફ તેનીજ દૃષ્ટિ પડી હતી.

ઉપરની વાત ચાલતી હતી. ત્યાં પુર્ણકળા બંન્ને હાથમાં ચાહના કપ લઈ બહાર આવી, બંન્ને કપ નીચે મુકી યુવકને સંબોધી કહેવા લાગી, કેમ ભાઈ ખુશીમાં તો ખરાને ! બહુ દિવસે દેખાયા. તે દિવસે તો એકદમ ચાલ્યાજ ગયા બચ્ચુ મારી તો એવી છાતી ભરાઇ ગઈ હતી કે મારાથી બીલકુલ વિવેક તો થયોજ નહોતો. અરે ! પણ વાત વાતમાં ચાહ તો ઠંડી પણ પડી ગઇ ! પહેલાં તેને ઇન્સાફ આપી દો. પછી બીજી વાતો થયા કરશે. વિચાર કરશો નહિ બ્રાહ્મણીઆ પાણી છે. અને સ્ટવ ઉપર બનાવેલીછે, હોટલ કરતાં તો કંઈક વધારે સ્વચ્છતા જળવાઇ છે, હસતાં હસતાં પૂર્ણકળા બોલી.

**ચંપકલાલ**—ભગિની વાંધો તો હું સમજતો નથી, પણ તમે જાણો છોને, કે આપણા હિંદુ સંસારની રીતિ પ્રમાણે બહેનને ત્યાંનું પાણી ભાઇને પીવું તે ઘટીત નથી; વળી નારાયણ જાણે કે શું થવાનુ છે

પ્રથમથીજ મારો આત્મા એમ કહે છે, કે મારી મરી ગએલી ચંપા બહેનની જગા ખાલી પડી હતી, તે પૂર્ણાં બ્હેને પૂરી કેમ ન લીધી હોય, મને તો લાગે છે, કે પૂર્વના બાકી રહેલા સંસ્કાર પૂરા થતા હોવા જોઇએ.

**પૂર્ણકળા**–ભાઇ, તમે આ શું કહો છો? કદાપિ તેમ બનશેજ નહિ, તમે જે અટક બતાવો છો તે તદ્દન ખોટી છે કન્યાદાન આપનાર માણસ તે કન્યાના ગૃહની કોઈપણ વસ્તુ પોતાના ઉપયોગમાં લઇ શકતો નથી તે વાત ખરી, પણ આપણી બાબત તેવી નથી. તમે મને બ્હેન તરીકે ચાહો છો, અને આટલો પ્રેમ બતાવો છો, તેને માટે તમારો આભાર માનું છું, પણ બંધુ ચાહ પીધા વિના ચાલવાનું નથી.

**ચંપકશાહ**–બ્હેન, આવી ખોટી હઠ કરવાથી શું ફાયદો? ચાહ પીવાથી કંઇ વિશેષ નથી, માટે આવી નકામી તાણ ન કરો. કુદરતી બક્ષિસથી ઉત્પન્ન થતા પ્રેમને ચાહ પીવાની જરૂર હોતી નથી, સમજ્યાં ને, પૂર્ણા બ્હેન ડાહ્યાં થઈને ગાંડાં કેમ બનો છો?

**પૂર્ણકળા**–ભાઈ, આજે તમે ચાહ ન પીઓ તો, તમને આ તમારીજ પૂર્ણા બ્હેનના સમ છે. જો તમારે મને મારી નાખવી હોય, તો ના પીશો. એ તો રડયું દુનિયાનું કામજ એવું છે, કે થોડુંક તો માન માગેજ, પણ ભાઇને વળી બ્હેનને ત્યાં ? માન માગવું તે ઠીક નહિ.

**ચંપકશાહ**–વારૂ, બ્હેન, તમે સોગંદ આપો છો, ત્યારે લાવો હું તો પી લઇશ, પણ તમારે માટે રાખી છે, કે રામ રામ. કેમ ડાક્તર કંઈ બોલતા નથી ? શું વિચાર કરો છો ?

**મદનચંદ્ર**–વિચાર તો એ થાય છે, કે દુર્જન સ્નેહી તે દુશ્મનની ગરજ સારે છે, ત્યારે એક સજ્જન પુરૂષ વહાલાંની ગરજ સારે છે. મિત્ર ચંપક શાહ ! આ વખતે મારા હૃદયમાં જે તર્ક વિતર્કો ઊઠે છે, તેનું કોઈ પણ રીતે વર્ણન કરી શકાય તેમ નથી. કોઈ પ્રસંગે ખુલાસો થશે, ને હવેથી સાંજના કલાક કલાક તમારી દુકાન તરફ પણ આવતો રહીશ. સાળું નવરા બેઠા

દિવસ પણ ખુટતો નથી, તબિયત પણ ઘરમાં ગભરાયા કરે છે, તેથીજ રોજ લાયબ્રેરીએ જવાનું રાખ્યું હતું. ત્યાંથી આવતાં મોટે ઘેર પા કલાક બેસી આ તરફ આવતો હતો, પણ કેટલાક દિવસથી તો મોટે ઘેર જવું બંધ કર્યું છે, તેનું કારણ તો આપની રૂબરૂજ ઉપસ્થિત થએલું છે. મિત્ર ડોસાની મતિ દિન પ્રતિદિન વિશેષ બગડતી જાય છે, આ તો "સાઠી બુદ્ધિ નાઠી" એવો હિસાબ થયો છે.

ચંપકશાહ–ડાકતર સાહેબ, તમારે તો આ બાબત લક્ષ ઉપરથી કાઢીજ નાખવી, કારણ કે તમારી તબિઅત સિક તો છેજ, તેમાં વળી કંઇક વિશેષ ધક્કો પહોંચે. કેટલીક જગાએ મેં એમ પણ જોયું છે, કે હૃદયાઘાતથી મનુષ્યની જીંદગી બગડી જાય છે. અરે! પણ ઘડિઆળમાં તો જુઓ, ચાર વાગી ગયા. પૂર્ણા બ્હેન, હવે રજા લઇશું, વખત બહુજ થઇ ગયો છે.

પૂર્ણકળા–બળ્યું આમ શું ઉતાવળ કરતા હશો? હજુ હમણાં તો આવ્યા, અને જાઉં જાઉં કરી રહ્યા છો.

તમે પણ મારા જેવા ઉતાવળીઆ જણાઓ છો. જરા તો શાન્તિ રાખો. ધંધાની હાય હાય તો જીંદગીની લાગીજ છે ને? રડયું તમે બેઠા તેટલો વખત તો જતાં વારે ન લાગી, ને હવે કેમ કરતાંએ સાંજ નહિ પડે. ભાઇ! કોઈ કોઈ વખત તો આ ગરિબ બ્હેન તરફ દૃષ્ટિ કરતા રહેજો. ધર્મ બંધુ તરિકેનું ગૌરવ સ્મૃતિમાં રાખજો! વિસરી ન જશો!

**ચંપકશાહ**—વારૂ, બ્હેન. દુકાનના કામકાજે આ તરફ આવીશ, ત્યારે જરૂર મળ્યા વિના નહિ રહું. ચ્યો વાત વાતમાં સાડાચાર પણ થઈ આવ્યા. ડાક્તર સાહેબ. સાહેબજી, અરે! ભૂલ્યો, વન્દે માતરમ. પૂર્ણા બ્હેન જય શ્રી કૃષ્ણ.

# પ્રકરણ ચોથુ.

## મિત્ર મિલાપ.

રાત્રિના તિમીરનો નાશ કરી ભગવાન અનંત રશ્મિ જગત્ ઉપર પોતાની સત્તા બેસાડવાની તૈયારી કરી રહ્યા હતા. પૂર્વ તરફનું આકાશ રક્તવર્ણું થઇ સૃષ્ટિ સૌંદર્યમાં વધારો કરી રહેલું હતું. પક્ષીગણો માળામાંથી તેમ ઉડી જાણે ઉગતા બાળ સૂર્યને વધાવતાં હોય, તેમ કિલકિલાટ કરી રહ્યાં હતાં. આ વખતે નરક્ષેત્ર નગરના મૂખ્ય રાજ માર્ગો ઉપર શહેર સુધરાઇ ખાતાના માણસો પાણી છંટાવી રાજમાર્ગની શોભામાં વધારો કરી પોતાની કાર્ય કુશળતા બતાવી આનંદમય ગપ્પાં મારી રહ્યા હતા. માર્ગની બન્ને બાજુએ મોટાં મોટાં મકાનોની હારો દીપી નીકળતી હતી.

પ્રિય વાંચક વર્ગ ! આપને નાના અંધેરી મકાનમાં ઘણો વખત રોક્યા, હવે તો આપને એક ભવ્ય આલી-

શાન મકાનની મુલાકાત કરાવવાનો મારો નિશ્ચય થયો છે. અરે ! પણ આ શું ? આ તો આપણો ચંપકશાહ, જેને આપણે દ્વિતીય પ્રકરણમાં યુવાન મુગ્ધાના શિયળ રક્ષક તરીકે નિહાળી ચૂકયા છીએ. અત્યારે તે મૂછોની ટીશીઓ આમળતો આમ તેમ ફરી દીવાલ ઉપર લટકાવેલાં ચિત્રો નિહાળતો કંઇક બબડી રહ્યો હતો. “ દુનિયા શું આટલી બધી પ્રપંચી ? જ્યાં પવિત્રતા, નિતી ત્યાં આટલો બધો ભય ? ખરેખર ! કળિ, કળિ, તું પૂર્ણપણે તારી સત્તા જમાવી ચૂક્યો છે. તારી પાપ છાયા જેના ઉપર પડે છે, તેને પોતાની અવસ્થાનું પણ ભાન રહેતું નથી. દેવ કોટીના મનુષ્યોને, પણ લાંછન લગાડવું એ તારી અજય શક્તિનોજ પ્રભાવ. ચાલો તેનું ગમે તેમ હોય, પણ આપણને તો તારી એ શક્તિથી એક પ્રકારનો લાભજ થયો છે. કયાં વૃદ્ધ નર પિશાચની પાપ જાળમાં હરિણી જેવી નિર્દોષ અબળાનું ફસાવું ! કયાં મારૂં અચાનક વચ્ચે આવવું ! એ બધી ઘટના કેમ જાણે સ્વપ્નવત્ ન થઈ ગઈ હોય ને ! છતાં એ કરૂણ ચિત્ર સ્મૃતિ પટથી ભુસાતુજ નથી. મારો

અને તે વિશુદ્ધ અબળાનો પરિચય કરાવવામાં પણ વિધાતાનું આ કોઈ અલૌકિકજ વિધાન હશે. આવી અનેક ઘટનાઓની વિધાતા નિયંતા તને જેટલા નમસ્કાર કરૂં તેટલા ઓછા છે.” આ જાતની મનોસૃષ્ટિમાં મુગ્ધ બનેલો ચંપક કંઇક મ્હોટેથી બરબડવા લાગ્યો. એટલામાં દાદરમાં કોઇનાં પગલાંનો અવાજ થયો, તરતજ એક સુધરેલ ફેશનમાં સજ્જ થએલો યુવાન અંદર દાખલ થયો. આવનાર વ્યક્તિને જોઇ ચંપક બોલી ઉઠયો, આવો, આવો, મિત્ર રતિકાન્ત, આજ કાલ તો આપનાં દર્શન દેવને પણ દુર્લભ છે, તો પછી હમારો શો હિસાબ? આંજ તો ખુબ કૃપા કરી જણાય છે. આપનું શુભ આગમન હમારે ત્યાં થતાં, મને કંઇક નવાઇ લાગે છે.

**રતિકાન્ત**–ભાઈ નવાઈ કેમ ન લાગે. આજે તો ચાલી ચલાવીને આપને મળવાનું નક્કી કર્યું હતું, વળી મેં એમ પણ સાંભળ્યું હતું, કે ભાઇની માનસિક સ્થિતી કંઇક જુદાજ પ્રકારની થઇ ગઇ છે, તેથીજ

આજે આ તરફ આવ્યો છું, વળી સાથે એક નવિન સમાચાર પણ લાવ્યો છું, કે જે સાંભળી આપની માનસિક વ્યથા કંઇક ઓછી થશે, પણ મિત્ર એ તો કહો કે સારા સમાચાર આપું તો મને શું ઇનામ આપશો ?

**ચંપકશાહ**—ભાઇ ! સારૂં અને માઠું, સુખ અને દુઃખ, હસવું અને રડવું, એ બન્ને વસ્તુઓ અત્યારે મારા હૃદયમાં સરખાંજ સ્થાન ભોગવે છે. તું જાણે છે, કે સુખ એ દુઃખનું બીજું સ્વરૂપ છે. મનુષ્ય જેટલું સુખ ભોગવે છે, તેટલુંજ તેને દુઃખ સહન કરવું પડે છે. હાં ! પણ એ તો બતાવ, કે તું એવી કઇ ખબર લાવ્યો છે, કે આટલો બધો ફુલાય છે ?

**રતિકાન્ત**—વાહ ભાઇ વાહ ! મનમાં ભાવે ને માથું હલાવે. ખરેખર, ચંપક તારી પક્કાઇને તો કોઇ પહોંચી શકેજ નહિ. હાથીના દાંત ચાવવાના જુદા અને બતાવવાના પણ જુદાજ હોય છે, તેવીજ રીતે તમે પણ કરો છો.

**ચંપકશાહ**—નહિ નહિ, મિત્ર તારી ભૂલ થાય છે.

કેટલાક દિવસથી મારી મનોવૃત્તિઓ ફરી ગઈ છે, તેમજ આ વિષમય સંસાર, કે જેને માયામાં લુબ્ધ બનેલા મનુષ્યો અમૃતમય માને છે, તેનાથી મારૂં મન પાછુંજ પડે છે.

રતિકાન્ત—વાહ ! ત્યારે તો ચંપક હું સમજું છું કે તું કોઈ જંગલનો મહાન્ યોગીરાજ બનવાનો હોઈશ? પણ તુ એ જાણે છે, કે તારા માટે જુદીજ સૃષ્ટિ રચાય છે. જો ગઈ કાલેજ પૂજ્ય કાકા જગમોહનદાસ તરફથી મારા ઉપર એક પત્ર આવ્યો છે. તેમાં તેઓ લખે છે, કે તેમના એક મિત્રની પુત્રિ નામે કમળા અગિયાર વર્ષની છે, ને તે હાલ મુંબાઇમાંજ છે, તેને યોગ્ય વર ઘર શોધી આવતી સાલ લગ્ન કરી નાખવાનાં છે, તે બાબતની સલાહ મારા પૂજ્ય કાકા જગમોહનદાસ પાસે માગી હતી. તેના જવાબમાં તેમણે તારૂંજ નામ આપ્યું છે, વળી તે ગૃહસ્થે તને એક વખત જોએલો પણ છે. કાકા સાહેબે લખ્યું છે, કે આ બાબતમાં ભાઇ ચંપકની મરજી કેવી છે, તે તમારે ખાનગી સલાહ

લઇને લખી જણાવવું. બોલ મિત્ર ખુશીના ખબર ખરા કે નહિ ? ભાઇ, ભાભી સાહેબ આવશે, ત્યારે તો હમારે પણ મંજુરી લઇનેજ ઘરમાં દાખલ થવું પડશે. ખરૂં કે ? કેમ બોલતો નથી ? શું અત્યારથીજ બદલાઇ ગયો   હા ભાઈ હા. આ દુનિયામાં લગ્ન જેવો સમય કોને ન ગમે ? તેમાં વળી કમળા જેવી મુંબઇની સુધરેલી, અને રૂપ, ગુણના ભંડાર જેવી કન્યા ! અલ્યા ચંપક ? પ્રભુ કરે ને આ ચોકઠું બેસી જાય, તો તારા જેવો ભાગ્યવાન બીજો કોઈજ નહિ.

**ચંપકશાહ**—તારૂં કહેવું હું સમજી ચૂકયો, પણ હું તને એક બે પ્રશ્ન પછુ છું તેનો જવાબ આપીશ? લગ્ન એ એક અલૌકિક વસ્તુ છે, તે વાત તો ખરી, પણ લગ્ન શારીરિક કરવાનાં કે માનસિક ? જ્યાં સુધી મનથી મન મળી શકયું નથી, ત્યાં સુધી કરેલાં લગ્ન તે લગ્ન નહિ, પણ અગન સમાન નીવડે છે. વળી આપણા હિંદુ સંસારમાં એવું એક પણ લગ્ન થતાં મેં નથી જોયુ કે જેમાં વરકન્યાની સમ્મતિ લેવાઇ હોય.

ફક્ત વડિલો પોતાના સ્વાર્થને જોઇ હરેક કાર્ય કરે છે. ફલાણાને ત્યાં બે લાખ રૂપીઆની પુંજી છે, એવો સગો મળે તો કોઇ વખત કામ લાગે, વળી જ્ઞાતિમાં તેનું ઘર મોટું કહેવાય છે, છોકરો નાનો છે તે તો કાલે મોટો થશે, પણ ફરી ફરીને આવો માતબર સગો મળવાનો નથી. તે વર કન્યાના સ્વભાવની સરખામણી કરવાની કંઇ જરૂર જોતા નથી. આવાં લગ્નો થયા બાદ તેનું પરિણામ કેવા રૂપમાં આવે છે, તે તો તું જાણતો હોઈશ. જ્ઞાતિના કુધારાને ટેકો આપનારા સ્વાર્થી કૂટિલ મનુષ્યો હજુ હયાત છે, ત્યાંસુધી કોઈપણ રીતે આપણી જ્ઞાતિની સ્થિતી સુધરવાની નથી. મિત્ર ! એક મહા પુરૂષનું વાક્ય છે, કે

**"પ્રીતિ ભરેલાં લગ્ન; તે તો લગ્ન સાચાં નામ છે**
**પ્રીતિ વિનાનાં લગ્ન સમજો, આખરે બદનામ છે."**

કહે મારા શાણા મિત્ર તુંજ કહે ? આ બેમાંથી મારે શારીરિક લગ્ન કરવાં કે માનસિક

**રતિકાન્ત**-મિત્ર ! ખરેખર ! તારા વિચારો અતિ ઉત્તમ છે, પણ આપણી આ બાબતમાં તારી તે દલીલ નકામી છે, માટે ખોટો ભાવ ખાધા વિના જણાવીશ કે તારો શો અભિપ્રાય છે ? એટલે આજેજ ટપાલ લખી નાખું.

**ચંપકશાહ**-રતિકાન્ત ઉતાવળો ન થા. મારા એક પ્રશ્નનો તેં જવાબ આપ્યો, પણ હજુ બીજો પ્રશ્ન બાકી છે. તું જાણે છે, કે હૃદય વિનાના પુરૂષની સાથે લગ્ન કરવું, તે એક કાષ્ટના પુતળાની સાથે કરવા બરાબર છે. મિત્ર મારૂં હૃદય કેટલાક વખતથી ચોરાઈ ગયું છે. આ જીવન કાષ્ટના પુતળા સમાનજ વ્યતિત થઇ રહ્યું છે. કદાચ તારા લક્ષમાં પણ હશે કે કેટલાક વખત પહેલાં મારા પૂજ્ય મામા હરકિશનદાસ તેમના સહકુટુંબ અત્રે આવ્યા હતા, તે વખતે તેમની નાની સાળી અન્નપૂર્ણા પણ સાથે હતી. મારા ગરીબ ઘરની બે દિવ-સની મ્હેમાનીથી તેમજ મ્હારા સ્વાભાવિક ગુણોને જોતાં તે કુમારિકાનું લક્ષ્યબિન્દુ કંઈક મારા તરફ દોરવાયું

હતું. ત્રીજે દિવસે અમો મામાશ્રીના કુટુંબ સહિત ડંકપુર જવા નીકળી, રેલ્વેની મુસાફરી પુરી કરી. દિવસના અગિઆર વાગતાં તો અમે ડંકપુર સ્ટેશને ઉતરી ભાડાની ગાડીઓ કરી ડંકપુરમાં દાખલ થઇ ગયા હતા, તે ચિત્ર હજુ પણ મારા સ્મૃતિ પટ ઉપર આલેખાએલું છે, તે પુખ્ત ઉમ્મરની કુમારિકા ના નયનદ્વારા પૂછાએલા પ્રશ્નના ઉત્તર મેં નયન દ્વારાજ આપી દીધા હતા. તે વખતના ક્ષણિક સ્વર્ગ સુખનો જે અનુભવ થયો હતો, તેનો એક પણ અલ્પ અંશ આલે-ખવાને મારામાં શકિત નથી. મિત્ર ! તે કુમારિકા અન્ન-પર્ણોથી આ સ્થુળ દેહ તો બીજેજ દિવસે છુટો પડયો. પણ હૃદય તો સૂક્ષ્મ રૂપે તેની સાથેજ ગયું છે. મિત્ર તેજ વખતથી મેં દઢ પ્રતિજ્ઞા કરી છે, કે કદાચ આ જન્મે નહિ તો આવતે જન્મે પણ તેજ સ્રીરત્ન મેળ-વીશ, અને તે નહિ મળે ત્યાં સુધી કૌમાર્ય પાળી આ જીવનનો અંત આણીશ.

આટલું બોલતાં ચંપકની મુખમુદ્રા કંઇક જુદાજ પ્રકારની જણાઇ.

**રતિકાન્ત**—મિત્ર ચંપક, શું તારી આવીજ ઈચ્છા છે? તો તેની સ્પષ્ટ રીતે માગણી તારા મામા મારફત કેમ કરાવતો નથી? હાં! પણ તે તો હાલ અમરાપુરી માંજ રહેતા હશે?

**ચંપકશાહ**—મિત્ર, તારૂ કહેવું યથાર્થ છે, અને તે કન્યાને વિવાહીત કરવાનું કામ પણ તેના પિતા તરફથી મારા મામાનેજ સોંપવામાં આવ્યું છે. પણ લાચારી તો એટલીજ કે પૈસાના પૂજારી મામાએ તે કન્યા કોઈ ધનવાનને આપી શ્રીમંત સાહુ બનાવવાની ઈચ્છા હૃદયમાં ધારણ કરી છે. અરે! પણ આપણે તો વાતવાતમાં અગિયાર વગાડયા, હા મિત્ર ચંપક મને પણ ઘણું કામ છે, તો હવે રજા લઇશ. લ્યો ત્યારે સાહેબજી! વળી ફુરસદે આવી મળીશ.



# પ્રકરણ પાંચમું.

## ચંપકશાહની માંદગી.

સમય રાત્રિનો હતો, સર્વત્ર અંધકાર છવાઇ રહ્યો હતો, નરક્ષેત્રનું બજાર પણ જનશૂન્ય થઇ રહ્યું હતું, દુર દુર મ્યુનિસીપાલીટીનાં ફાનસો ટપકી રહ્યાં હતાં, કવચિત્ કવચિત્ મનુષ્યનો પગરવ સરિઆમ રાજમાર્ગ ઉપર સંભળાતો હતો. આ વખતે એક મનુષ્ય હાથમાં ફેંડલ લઇ સરકારી હોસ્પિટલ તરફ જતો નજરે પડયો. થોડાજ વખતમાં તે પાટનગર બજાર વટાવી આગળ વધી હોસ્પિટલના ઝાંપામાં દાખલ થઇ, એક બંગલાના બંધ દરવાજા આગળ હાથમાંનું ફેંડલ નીચે ઓટલા ઉપર મૂકી દરવાજા ઉપરનું ઇલે-ક્ટ્રીક બટન દાબ્યું, તરતજ ઉપરના ઝરૂખામાં એક મા-ણસ આવી હાજર થયો, તેને જોતાંજ નીચેવાળો મનુષ્ય બોલ્યો, " મકનજી, ડાક્તર સાહેબ ઊંઘી ગયા છે કે શું?

મકનજી—કોણ રતિકાન્ત ભાઇ, અત્યારે કેમ આવવું

થયું ? શું કાંઈ ચંપકભાઇની તબિયત વધારે નરમ છે ? અથવા સાહેબની કંઈ જરૂર પડી છે ?

**રતિકાન્ત**—સાહેબની જરૂર જેવું તો કંઇ નથી, પણ પૂછવાનું એટલુંજ કે આજે ભાઇને તાવના જોસમાં પાણીનો સોસ વધારે પડે છે, તેને પાણીને બદલે સોડા આપીએ તો કંઈ હરકત છે કે ? બીજું સવારે ડાક્તર સાહેબ વહેલા આવે તો સારૂં, કારણ કે મારે પણ નવ વાગ્યાની ફાસ્ટમાં અમદાવાદ જવાનું છે, એટલા માટેજ અત્યારે ફેરો ખાવો પડયો છે.

**મકનજી**—સોડા આપવાને કંઇ હરકત નથી. સાહેબ સવારે આઠ વાગે આવી જશે, તેની ચિન્તા કરશો નહિ.

પ્રિય વાચક ! આપ આ રતિકાન્તને તો સારી રીતે ઓળખી શક્યા હશો, જેને આપણે ગત પ્રકરણમાં ચંપકશાહના મિત્ર તરીકે ઓળખી ચૂક્યા છીએ, તેજ અત્યારે ચંપકની પથારીવશ સ્થીતિને લીધે તેની સારવારમાં રોકાએલો હતો. તે હવે જોતજોતામાં મોટું બજાર વટાવી આગળ જતાં પીળા રંગના ત્રણ મજલી ભવ્ય

મકાન પાસે આવી પહોંચ્યો. રતિકાન્ત આ મકાનના દાદર ઉપર ચઢી કાકી કાકી કરીને બૂમ મારવા લાગ્યો. તેના જવાબમાં એક વૃદ્ધ સ્ત્રીએ આવી બારણું ઉઘાડયું. તરતજ તે અંદર દાખલ થયો; બારણું બંધ થયું; થોડો સમય શાન્તિ વ્યાપી; આખરે શાન્તિનો ભંગ કરતાં વૃદ્ધ સ્ત્રી બોલી, " ભાઇ, ડાક્તર સાહેબ મળ્યા ? તેમણે શું જવાબ આપ્યો ? "

રતિકાન્ત—કાકી, ડાક્તર સાહેબ સવારે આઠ વાગે આવવાના છે, ભાઇને સોડા આપવા કહેલું છે. કાકી જો સાચું પૂછો તો ભાઇને શારીરિક રોગ પહેલાં બીલકુલ નહોતો. પણ કોણ જાણે શાથી તેમનું મન એકાએક બગડી ગયું. આજકાલ કેટલોક વખત થયો હું પણ કહી કહીને થાકયો, પણ મારૂં તો સાંભળતાજ નથી. વળી ડાક્તર પણ કહે છે, કે તેમના હૃદય ઉપર કોઈ પ્રકારનો સચોટ આઘાત પહોંચ્યો છે. પછી તે ઘર સંબંધી હોય, કે વહેપાર સંબંધી હોય, પણ વધારે વિચાર કરવાથી મગજ ઉપર લોહી ચઢી ગયું છે. કાકી

રાત દિવસ તમો તેમના પાસે રહો છો, તો કોઈ વખત નિદ્રાવશ સ્થીતિમાં તેમના મનના ઉદ્‌ગારો સંભળાતા હશે, કદાચ તેમ થાય તો, તે હકીકત યાદ રાખી મને કહેશો. બીજું ગભરાવાનું કારણ નથી. ભાઇની તબિયત થોડા વખતમાં સુધરી જશે. કંઈપણ ચિંતા કરવા જેવું નથી.

વૃદ્ધ સ્ત્રી—ભાઈ રતિકાન્ત, હું તો કંઈ સમજી શકતી નથી, પણ કોઇ કોઇ વખત ઊંઘમાં બરબડે છે ખરો, તેમાં વળી ‘ પૂર્ણા, તું ચાલી જઈશ ? શું આ તારા ધર્મબંધુને વિસરી જઈશ ? તારા પવિત્ર આત્મા નો વિયોગ કેવી રીતે સહન થશે ? ’ વિગેરે બોલે છે. પણ જાગૃતિમાં આવતાં પૂછીએ છીએ ત્યારે ‘ કંઈ નહિ ’ કહી વાતને ઉડાવી દે છે. ભાઈ રતિકાન્ત, મારી વૃદ્ધાવસ્થામાં આંધળાની એક આંખ છે, તેના સામું પ્રભુ જૂએ તો સારૂં ! નહિ તો મારે માટે તો ઉંચે આભ ને નીચે ધરતી છે.

એમ કહેતાં કહેતાંમાં તો વૃદ્ધ સ્ત્રીની આંખોમાં પાણી ભરાવા લાગ્યું.

રતિકાન્ત—કાકી, આમાં ગભરાવા જેવું કંઇ નથી, તમે તો નકામાં ગભરાઓ છો. હોય ! શરિર છે. બે દિવસ નરમ ગરમ પણ રહે. ભાઈનું હૃદય બહુજ માયાળુ છે, તેથીજ આવી દશા થઈ છે. જુઓ હમણાજ તેની પરિક્ષા કરી બતાવું છું. તમે અંદરના ખંડમાં બેસો.

"ચંપક, ઓ ચંપક, ભાઇ, હવે દવાનો ટાઈમ થયો છે. જો આજે સવારમાં તને જોવા માટે તારા મિત્ર મદનચંદ્ર તથા તેમનાં પત્નિ પૂર્ણકળા આવવાનાં છે. સમજ્યો ? ભાઇ, જરા હોંશિયાર થા. આમ તદ્દન બાળક શું બની જાય છે ? જો, માજી પણ કેટલું કલ્પાંત્ કરતાં હતાં, હમણાંજ જરા જંપી ગયાં છે."

ચંપકશાહ—રતિકાન્ત, શું પૂર્ણા બ્હેન મને જોવાને આવવાની છે ? મારી માંદગીની ખબર તેને કેવી રીતે પડી ? ખરેખર ! શિયળવતી નારી ! તારો પવિત્ર ચહેરો યાદ આવતાં મારા દુઃખી હૃદયમાં પણ કંઈક શાન્તિ અને સુખના પડછાયા પડે છે.

આટલું બોલતાં બોલતાંમાં ચંપકનું ગળું રૂંધાવા

લાગ્યું, જરા વિશ્રાન્તિ લઇ વળી સાવધ થઇ બોલવા લાગ્યો,

" ધન્ય છે તારા જીવનને ! બ્હેન કહેતાં મારૂં હૃદય હર્ષથી ફુલાય છે. ભાઈ રતિકાન્ત ! મારી ધર્મ ભગિનીને મારી માંદગીના સમાચાર મળતાં કેટલું દુઃખ પ્રાપ્ત થયું હશે ? અરેર ! તે પણ મારી માફક પવિત્ર પ્રેમની દોરીએજ લટકાએલી છે.

રતિકાન્ત—ભાઈ ! તે વાત અત્યારે યાદ કરવાની જરૂર નથી. લે, આ ગ્લાસમાંની દવા પી એટલે કંઈક ઊંઘ પણ આવશે. મને તો ખાત્રી છે કે આવા વિચારો કરી કરીનેજ તું તારો જીવ ગુમાવવાનો છે. ચાલ જલદી આટલી દવા ગળે ઉતારી દે.

ચંપકશાહ—લાવ ભાઇ, તેને અમૃત ગણીનેજ હું તો પી જઇશ, પણ રતિકાન્ત હું નથી સમજી શકતો, કે મારૂં હૃદય આટલું બધું શાથી વિચીત્ર બની ગયું છે ? જે વિચારો હું મગજમાંથી કાઢી નાખવા માગું

છું તેના તેજ વિચારો ત્વરિત ગતિએ સાગરનાં મોજાં સમાન હૃદય પર ઉછળ્યાજ કરે છે.

**રતિકાન્ત**—ભાઈ! તેથીજ તું આવી સ્થિતિ ભોગવે છે, માટે બધા વિચારો કાઢી નાખી સર્વેશ્વર સત્યનારાયણ માં લક્ષને દોર કે કંઈ કરતાં પ્રકૃતિ સુધરે. જરા ડાબું પડખું, હાથાને સૂઇ જા.

થોડી વારમાં ચંપક ઘેનમાં પડી નસકોરાં બોલાવવા લાગ્યો.

**રતિકાન્ત**—કાકી જોયું ને? બિમારીનું કારણ આ જ છે. પૂર્ણકળા કરીને કોઈ બાઇ છે. તેને ભાઇએ ધર્મની બ્હેન તરીકે સ્વીકારી છે, તેનાજ દુઃખે ભાઈ દુબળા બન્યા છે. અહા! કેટલા બધા પરોપકારી વૃત્તિના માણસ છે! કાકી, ખરેખર! આપ વડિલોની સેવા કરે તેમાં તો શું? પણ અન્ય મનુષ્યો માટે પણ તેનો દયાળુ આત્મા કેટલો દુઃખી થાય છે! ધન્ય છે આવા પરોપકારી પુરૂષના જીવનને!

વૃદ્ધ સ્ત્રી–ભાઇ ! આજકાલના જુવાનીઆ કોણ જાણે ક્યાંથી એ " આકડાની બ્હેન અને લાકડાના ભાઇ " બનાવે છે. તેમાં વળી આટલું બધું !? ભાઇ ! આ તો નવાઇની વાત છે. મારી તો આખી જીંદગી ગઇ, પણ ભાઇ કે બ્હેન કોઇ મળ્યુંજ નહિ હોય ! વિધીને ગમ્યું તે ખરૂં. મારૂં તો કહેવું એટલુંજ છે, કે હવે મારૂં મોત ન બગડે ને તમારા દેખતાં સુખે સિધાવી જાઉં એટલે બસ.

રતિકાન્ત—તે વાત ખરી છે. કાકી જુઓ હવેના જમાનાની ઉછરતી પ્રજા કેટલેક અંશે નિખાલસ દિલની, અને એકવચની થઇ છે. એક વખત અંતઃકરણથી ભાઇ કહ્યો તો પછી બીલકુલ જુદાઇજ નહિ. કાકી તમે જાણો છો ને ? કે ચંપકભાઇને અને મારે શું હતું ? એક મિત્રતાનોજ સંબંધ કે બીજું કંઇ ? માટે એ તો ચાહ્યાજ કરે. કાકી હવે તમે જરા ઉંઘો. હું ભાઇ પાસે બેઠો છું, કારણ કે તમને ગઇ રાતનો અખંડ ઉજાગરો છે.

વૃદ્ધ સ્ત્રી બીજા ખંડમાં જઈ આડાં પડે છે, રતિકાન્ત ચંપકની બાજુમાં તકીઆને અઢેલીને બેસે છે, ને મનમાંજ પ્રેમિઓની કેવી દશા થાય છે, તેના વિચારોમા નિદ્રાધીન થાય છે. વશાળ વિશ્વની વિચિત્ર ઘટમાળજ વિશ્વેશ્વરની પ્રભુતાની યથાર્થ વ્યાખ્યા સમજાવે છે. રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થઇ ચતુર્થ પ્રહરનો અર્ધ સમય વ્યતિત થઇ ચૂકયો છે. રાત્રિનો અંત આવતાં પુનઃ સહસ્ર રશ્મિ સૂર્ય દેવતા રાજ્યાસને વિરાજમાન થશે. પદભ્રષ્ટ રાજાને કોણ નમે છે ? તેના તરફ પૂજ્ય ભાવથી કોણ જૂએ છે ? ભાગ્ય ભંડારના ભવ્ય દરબારની ચાવી સર્વોપરિ સમયરાજનાજ હાથમાં છે, તેજ સમયરાજની પરમ કૃપા પ્રસાદીથી દિન દિનકર મસ્ત સ્વરૂપે ફરીથી દ્રષ્ટિગોચર થશે, અને થએલા અપમાનનું વેર બમણા ઉત્સાહથી લેશે. ઉગતાને સર્વ નમે છે, એ સૂત્રાનુસાર પૃથ્વી પર રાજ્યાસન ઉપર આરૂઢ થએલા રવિદેવને બ્રહ્મર્ષિઓ પૂજ્ય ભાવે અર્ઘ્ય પ્રદાન કરવા લાગ્યા. સંત પુરૂષો શુધ્ધ હૃદયે સ્તુતિ કરી નમસ્કાર કરી રહ્યા છે, દેવ મંદિરમાં ઘંટના ઘણુઘણાટ સંભળાઇ રહ્યા છે,

અર્ધ જાગૃત જનોને કૂકડા કૂકડે કૂ કરી પ્રભાત થયાના પેગામ પહોંચાડી રહ્યા છે. પ્રભાત થઇ ચૂક્યું. આ સમયે પ્રાતઃકર્મથી પરવારી ચંપકની વૃધ્ધ માતા તથા રતિકાન્ત ડાક્તર સાહેબની રાહ જોતાં બેઠાં હતાં. ચંપક પથારીમાં પણ જાગૃતસ્થીતિમા પડયો પડયો ખુલ્લા નેત્રે ડાક્તરની રાહ જોતો હોય તેમ દ્વાર તરફ નજર કરી રહ્યો હતો. સામેની ઘડિયાળમાં આઠ ટકોરા વાગ્યા, અને ડાક્તર સાહેબ પણ આવી લાગ્યા. તરતજ ફેશનેબલ પણ ખાદીના સફેદ કોટના ખીસ્સામાંથી થર્મોમિટર કાઢી ચંપકની બગલમાં દાબ્યું. એક મિનિટ બીજી ત્રીજી વાત કરી ડાકતર સાહેબે થર્મોમિટર પાછું લઈ તેની ટેંપરેચર જોવા માંડી. આ વખતે ચંપકની તબિઅત સારી હતી. તાવની ટેંપરેચર ૯૯ ડિગ્રી હતી, એટલે કે તાવ બિલકુલ નહોતો, ડાક્તર સાહેબે દવાનું પ્રિસ્ક્રીપ્શન લખી આપ્યું. પાંચ મિનિટમાંજ ઉઠવાની તૈયારી કરી, તેટલામાં ચંપકની માતા એક જર્મનસિલ્વરના ટાટમાં બે કપ ચાહ તથા પાન સોપારી મૂકી બહાર આવ્યાં, ને ડાકતર સાહેબને ચાહ પીવાનો આગ્રહ કરતાં બોલ્યાં,

" સાહેબ, ચંપકની તબિઅત આપને કેમ લાગે છે ?

**ડાકતર**—માજી, તબિઅત ઘણી સારી છે, બહુજ જલદી આરામ થશે, તેમને કોઇ પણ બાબતના બહુ વિચારો ન કરવા દેવા. આ રોગનું કારણ માત્ર વિચારોજ છે, પરંતુ પહેલાં કરતાં હવે ઠીક છે. માજી, શરિરના રોગો તો શરિરમાંજ સારા. માજી હવે હું રજા લઈશ, કારણ કે દવાખાનાનો ટાઈમ થયો છે. અત્યારમાં દર્દીની સંખ્યા પણ વધારે હોય છે, માજી જયશ્રીકૃષ્ણ.

ડાકતર ઉભા થઇ ચાલવા માંડ્યા. રતિકાન્ત પણ અમદાવાદ જવા, સાંજે આવવાનું કહી રવાના થાય છે.



# પ્રકરણ ૬ ઠું.

## સ્વપ્ન તે સાચું.

મદનચંદ્ર—પૂર્ણા, આજ સવારથી તારો ચહેરો કોઈ જુદાજ પ્રકારનો જણાય છે. પ્રિયા તારૂં હસતું મુખડું કોઈ કોઇ વખત તો એવું ઉદાસીન્ બની જાય છે, કે હું તો તે જોઇને અજબજ બની જાઉ છું. જો આજે તેં સવારની ચાહ પણ પીધી નથી, વળી હું બહારથી આવ્યો ત્યારે તારી આંખો રડેલી દેખાતી હતી, તું કહે કે ન કહે, પણ આજે તારા મનમાં વધારે ચિંતાએજ વાસ કર્યો હોય તેમ જણાય છે. શું મારા પિતાજી તરફથી તો કંઇ નવો ફણુગો નથી ફુટતો ને ? પ્રિયતમા સાચું કહે. તારો ઉદાસ ચહેરો જોઈ મારૂં લોહી તપી જાય છે. મારા સોગંદ દઇને કહું છું, કે આજે તને શું થાય છે ? તું સાચું કહે ?

પૂર્ણકળા—નાથ ! મને કંઈ થતું નથી. વળી આપ બીજી ત્રીજી કંઇપણ શંકા કરશો નહિ. વ્હાલા ! આજે મને એક ભયંકર સ્વપ્ન આવ્યું હતું, તેનાજ વિચારથી મારૂં હૃદય દુઃખી થાય છે. નાથ ! આર્ય બાળાઓને કેટલું સહન કરવું પડે છે ? સ્વતંત્રતાનું નિશાન તો તેમનાથી દસ ગાઉ દુરજ હોય છે. પુરૂષોને જે સ્વતંત્રતા મળી છે, તેનાથી એક સતાંશ પણ સ્ત્રીને નહિ ? પ્રભુ એ સ્ત્રીને હંમેશાંને માટે દુઃખી થવાનેજ સર્જી હશે ? વ્હાલા ! આપ પૂછો છો ત્યારે કહું છું, કે આજે રાત્રે ભર ઊંઘમાં હું સૂતી હતી, ત્યારે મને એક એવું સ્વપ્ન આવ્યું, કે જાણે હું એક નદિના કિનારા ઉપર ઘાઢા જંગલ પ્રદેશમાં ઉભી છું, તેમાં વળી એક કેસરી સિંહ બરાડતો બરાડતો મારા તરફ ધસે છે, તેને જોતાં હું બહુજ ગભરાઉં છું, અને એકદમ બૂમ મારૂં છું, કે અરે ! કોઇ આવો ! બચાવો ! મને આ કેસરી ખાઇ જશે. આ પ્રમાણે કલ્પાંત કરૂં છું, એટલામાં અદ્રશ્યથી એક વિમાન આવતુ દેખાય છે, તેમાં વળી ચંપકભાઈ બેઠેલા છે; તેઓ મને ન ગભરાવાનો અવાજ કરતાં મારો

હાથ પકડી વિમાનમાં ખેંચી લે છે, અને મારી જગા એ તેઓ કૂદી પડે છે, તે વખતે તો જાણે પેલો કેસરી ઘોર ગર્જના કરતો તેમના ઉપર ધસ્યો, ને એક પંજો એવા જોરથી માર્યો, કે તેઓ બેભાન બનીને જમીન ઉપર પડ્યા, આ બનાવ દ્રષ્ટિએ પડતાં હું વધારે કલ્પાંત કરવા લાગી. તેટલામાં મારી આંખ ઉઘડી ગઇ, જ્યારે જાગીને જોયું, તો નથી જંગલ ! કે નથી સિંહ ! નથી વિમાન ! કે નથી ભાઈ ! આ તો મારી પથારી ને હું બેજ હતાં. નાથ ! તે સમયથી મારૂં હૃદય કંપ્યા કરે છે, તે માનો યા નહિ, પણ જરૂર મારા ધર્મ બંધુ ઉપર કંઇક સંકટ છે, અને તે મારૂં સંકટ દુર કરતાંજ તેમના ઉપર આવ્યું છે. વ્હાલા ! આજે તો જરૂર તેમની ખબર કઢાવવીજ જોઇએ. જુઓ તમારા તથા મારા ઉપર તેમના કેટલા ઉપકારો છે ? તેનો વિચાર કરો.

આટલું બોલતાં પૂર્ણકળાનાં નેત્રોમાંથી જળ પ્રવાહ વહેવા લાગ્યો.

**મદનચંદ્ર**—પ્રિયતમા ! ન ગભરા, ધીરજ ધર. આ

તો સ્વપ્નું, એટલે કે, આળ પંપાળ કંઈ સાચું નથી. છતાં તું નથી માનતી તો ચાલ આજે આપણે બંને જણ તેમને ત્યાં મળવા નિમિત્તે જઈશું. વળી આપણા ઉપરના ઉપકારો હું વિસરી નથી ગયો. મારી નોકરી માટેની ખટપટ તેમણે ઓછી નથી કરી, હજુ તો કાલેજ ઓર્ડર મળ્યો છે, કે તમોને વિરામપુર ખાતે મુકરર કર્યા છે. આવા ગુણના કરનારને હું કેમ ભૂલીશ ? પ્રિયા ! હું નોકરી ઉપર ચઢીશ ત્યારપછીથી તેમનો બદલો કોઈપણ રીતે વાળીશ, બાકી અત્યારે તો લાચાર છું.

**પૂર્ણકળા**—પ્રાણનાથ ! આપનું સમજવું ઠીક છે, વળી એ પણ ધ્યાનમાં રાખવું, કે ચંપકભાઈ જેવા ઉદાર દીલના માણસો કોઇપણ પ્રકારના બદલાની આશા રાખી આપણું કાર્ય કરતાજ નથી, અને તેમના જે ઉપકારો છે, તેનો બદલો આપણે કોઇપણ રીતે વાળી શકીએ તેમ નથી. નાથ ! કદાચ મારૂં સ્વપ્ન સત્ય હોય. ને ભાઇને માથે કંઈ સંકટ હોય, ને આપણે તેમને મળવા પણ ન જઇએ, તો આપણા જેવાં હલકા હૃદયનાં બીજાં કોણ

કહેવાય ? અરે ! પણ સાંભળો નીચેથી કોઇ તમારૂં નામ લઈ બૂમ મારતું હોય તેમ લાગે છે. જૂઓ જૂઓ ઝરૂખામાં બહાર તો જુઓ કે કોણ છે ?

મદનચંદ્ર બહાર ઝરૂખામાં જઈ નીચે ઉભેલા નવિન મનુષ્યને પૂછવા લાગ્યો. " કેમ ભાઈ ! કોનું કામ છે ? કોને બૂપ મારો છો ?

**નવિન મનુષ્ય**—ડાક્તર મદનચંદ્ર કયા મકાનમાં રહે છે ?

**મદનચંદ્ર**--તે તો મારૂંજ નામ. આપ કયાંથી આવ્યા છો ? ઉપર આવો.

**નવિન મનુષ્ય**—સાહેબ હું ગામમાંથીજ આવ્યો છું. મને અમારા શેઠ રતિકાન્તભાઇએ આપને ત્યાં મોકલ્યો છે, તેમના મિત્ર ચંપકશાહને તો આપ સારી રીતે ઓળખતા હશો ?

પૂર્ણકળા વચમાંજ બોલી ઉઠી. " હા ભાઈ કહો !

કહો ! શું ખબર લાવ્યા છો ? ભાઇની તબિઅત તો મઝામાં છે ને ? ”

**નવિન મનુષ્ય**—બાઇ સાંભળો ! તેજ ખબર લાવ્યો છું. ચંપકભાઈની તબિઅત કેટલોક વખત થયાં નરમ છે, પરંતુ આઠ દિવસથી કંઇક આરામ છે. આપને ઘણુાજ યાદ કરે છે, તેથીજ રતિકાન્તભાઇએ ખબર આપવા માટે મને મોકલ્યો છો હવે આપની ફુરસદે આવી જશો.

**પૂર્ણકળા**—નાથ ! આખરે મારૂં સ્વપ્નું સત્ય ઠર્યું. હું આપને કહેતી હતી, તેવુંજ થયું. મારા ધર્મ રક્ષક બંધુની તબિઅત આટલા દિવસથી બગડી છે ત્યારે આપણને આજ ખબર ! એ પણ ભાગ્યની વાત છે ! વ્હાલા ! આપણાં ભાગ્યજ એવાં છે, કે કોઇપણ જગ્યાએથી જશ મળવાનોજ નહિ, પણ હવે આપણે તેમને ત્યાં ક્યારે જઇશું ?

**મદનચંદ્ર**—પૂર્ણા ! જો ઘડિઆળમાં ચાર વાગ્યા છે.

પાંચ વાગે એટલે આપણે તેમના તરફ જઇએ, લાવ ! પેલી ટ્રંકમાંથી મારો ધોએલો કોટ કાઢ; ને ટ્રંકના ખુણામાં બ્રશ પડયું છે, તે પણ કાઢ, એટલે હું પણ તૈયાર થાઉં છું, ને તું પણ તૈયાર થા. પાંચ વાગે ત્યાં જવા નીકળીએ. જો ! આજ શનિવાર છે, એટલે સાંજ નો ખોરાક પણ લેવાનો નથી, તેથી શાન્તિથી કલાક બેસાશે પણ ખરૂં.

વાતવાતમાં ઘડિઆળમાં પાંચ ટકોરા થયા. પૂર્ણકળા તથા મદનચંદ્ર બંને જણ એક ભાડાની ગાડી કરી નીકળી પડ્યાં. હજુ પંદર મિનીટ પણ થઇ નથી, ત્યાં તો પીળા રંગના ભવ્ય મકાન પાસે ગાડી આવીને ઉભી રહી. આ દંપતિ ગાડીમાંથી નીચે ઉતરી ગાડીવાળાને છ આનાના પૈસા આપી, દાદર ઉપર ચઢી ઘરમાં પ્રવેશ કરે છે, તેટલામાં તો ચંપકની માતા ત્રીજા ખંડમાંથી બહાર નીકળી, આવો બ્હેન કહી, એક ચટાઈ પથારીવશ ચંપકના બિછાના પાસે બિછાવી તેમનો આદર સત્કાર કર્યો.

પૂર્ણકળા વૃદ્ધ સ્ત્રીને સંબોધી કહેવા લાગી, " માંજી, ભાઈની તબિયત કેમ છે ? ભાઇનું શરિર તો ઘણુંજ કૃશ થઇ ગયું છે. આટલી બધી તબિઅત નરમ થઈ છતાં અમને તો ખબર પણ ન આપી એ પણ નવાઈની વાત છે. " આમ બોલી પૂર્ણકળા ચંપકના બિછાના પાસે બેસી પોતાનો હાથ ચંપકના માથા ઉપર ફેરવતી તેની કૃશ થએલી, મુખમુદ્રા નિહાળતી હતી. આ વખતે પૂર્ણ-કળાના નેત્રોમાંથી નીકળેલાં અશ્રુબિંદુઓ સૂતેલા ચંપક ના કપોલ પ્રદેશ ઉપર ખરી પડ્યાં. પૂર્ણકળાનું શાન્ત હ્રદય પણ ક્ષણવારને માટે ધબકવા લાગ્યું. તે મંદ સ્વરે બોલી, " ભાઇ ! ચંપક જરાં આમ તો જૂઓ ! આ તમારી પૂર્ણા બ્હેન તમારા ગુણની ઓશિંગણ તમારી જ પાસે આવીને બેઠી છે. "

પૂર્ણકળા આગળ કંઇક બોલવા જાય છે, ત્યાં ચંપક નાં બંધ ચક્ષુઓ ખુલી ગયાં; તે એક પુતળાની માફક પૂર્ણકળાને ક્ષણમાત્ર નિહાળી તૂટક સ્વરે બોલવા લાગ્યો. " કોણ ? ભગિની પુર્ણકળા ? તમો અત્યારે અહીં

ક્યાંથી ? શું ડાક્તર સાહેબ પણ આવેલા છે ? શું નોકરીનો ઓર્ડર આવી ગયો ? બ્હેન ! હવે મારી તબિઅત દિવસે દિવસે સુધરતી જાય છે. ” આજુબાજુ નિહાળતાં વળી તે બોલવા લાગ્યો, “ ભાઈ રતિકાન્ત ક્યાં ગયો ? બ્હેનને માટે ચાહ બનાવ ! શું રતિકાન્ત બહાર ગયો છે ? ”

આટલું બોલતાં તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો, તેનું બોલવું બંધ થયું. પૂર્ણકળા પોતાની સાડીના પાલવ વડે આંખો લૂછતી લૂછતી બોલવા લાગી. “ ભાઇ વધારે ન બોલો, બહુ બોલવાથી પણ તબિઅત બગડે છે. જૂઓ ! એ પણ તમારી પાસે આવેલા છે. ” એમ કહી પૂર્ણકળા ચંપકના પવનથી ઉડતા વાળ બરાબર કરી, તેના કપોલ પ્રદેશ ઉપર પોતાનો નાજુક કર ફેરવવા લાગી.

ચંપક—પૂર્ણા. વ્હાલી ભગિની ! તારા ઉપરનાં વિપત્તિ રૂપ વાદળાં વિખરાતાં સુખ રૂપી સૂર્ય થોડાજ વખતમાં ઉદય પામશે. તારા દુઃખના દિવસો હવે પૂર્ણપણે

ભરાઇ ચુકયા છે. ડાક્તર સાહેબની નોકરીનો પણ જવાબ આવીજ ગયો હશે.

મદનચંદ્ર—મિત્ર ચંપકશાહ ! ઇશ્વર કૃપા તેમજ આપની મહેનતનું ફળ અતિ ઉત્તમ રીતે મળી ચૂકયું છે. ગઇ કાલેજ હુકમ આવી ગયો છે, પરંતુ આપની તબિઅત જોતાં નરક્ષેત્ર કોઈપણ રીતે છોડી શકાય તેમ નથી, જો કે સર્વિસ પર જવાને હજુ પંદર દિવસ બાકી છે, પણ આપને પુરતો આરામ ન થાય, ત્યાં સુધી કંઇપણ જવા મારો વિચાર નથી. મિત્ર ! આવા વખતે પણ આપ મને ખબર ન મોકલો તે કંઇ નાની સૂની વાત ન કહેવાય.

ચંપકશાહ—ડાક્તર, આવા ખોટા ઉપકારના બોજા માં મને ન દાબી નાખો, તેમાં મેં કંઈજ વિશેષ કર્યું નથી. પ્રાણી માત્રને સોંપાયલી ઈશ્વરી ફરજનું જ મેં પાલન કર્યું છે. કર્તવ્ય કરવું તે મનુષ્યનો ધર્મ છે, જ્યારે ફળ આપવું તે ઇશ્વરને હાથ છે. હું તો માત્ર નિમિત્ત રૂપ છું.

ઉપર પ્રમાણેની કેટલીક વાતચિત થઈ રહ્યા બાદ આ સુખી દંપતિ, ' આવજો ' ના અનુમોદન સહિત પોતાના મકાન તરફ પ્રયાણ કરી ગયાં.



# પ્રકરણ ૭ મુ.

## અન્નપૂર્ણાનો આત્મનિશ્ચય.



આજે વસંત પૂર્ણિમાનું પ્રભાત હતું. ભગવાન કુસુમાકરના આગમનથી સૃષ્ટિ સુંદરી જાણે તેને વધામણે જતી હોય, તેમ વિધવિધ જાતના રંગબેરંગી કુસુમગુચ્છોની ગુંથેલી ઓઢણી પહેરી કિંચિત્ લજ્જાવતી દેખાતી હતી. દુર દુરના આંબાવાડીયામાંથી આવતો કોયલોનો મધુર ટહુકાર પ્રવાસીયો ને પ્રેયસીના મિલન માટે વિરહોત્કંઠીત કરતો હતો, પુણ્ય સલિલા ભગવતિ નર્મદાના ખળખળ વહેતા વારિ પ્રવાહથી શિતળ અને વિંધ્યા અટવિના કુસુમોની સુવાસથી સુગંધીત થએલો પ્રાતઃ સમિર પ્રવાસિની ગ્લાનીનું હરણ કરી નવિન ચૈતન્ય અને પ્રેરણા પ્રેરતો હતો. સામે વિંધ્યાચળની હારાવળી યુગયુગથી

ધ્યાન મગ્ન હોય તેવા યોગીઓના સમૂહનું ભાન કરાવતી હતી, વનમાં સર્વત્ર વસંતલક્ષ્મિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું.

આ સમયે એક બાળિકાઓનું યુથ વનનાં કુસુમો ચુંટી તેની ફુલમાળા ગુંથી ભગવતિ અંબિકાના કંઠમાં ધરાવવાના હેતુથી નવિન પુષ્પો ચુંટવાની અભિલાષમાં નર્મદાના તિરપ્રાંત ઉપર આવેલા ઉપવનમાં આમથી તેમ ફરતું હતું. સર્વથી મોટી બાળકીનું વય આશરે પંદરેક વર્ષનું હશે તેમ તેના અર્ધ બિડાયેલા અને અર્ધ ઉઘડેલા કલિકા સમાન અવયવોને જોતાં અનુમાન થતું હતું. સખી મંડળમાં વિંટળાએલી તે તારાગણની મધ્યમાં બીજની ચંદ્રકળા શોભે તેવી શોભતી હતી, છતાં તેની મુખમુદ્રાને જોતાં વિચારશિલ મનુષ્યને સ્હેજમાં સમજાઈ આવતું કે કંઈક હૃદયની છુપી મર્મ વેદના તેના અંતઃકરણને ક્ષણે ક્ષણે વ્યથિત્ કરી રહી છે.

તે પુખ્ત વયની કુમારિકાને સંબોધીને ઈંદુકળા નામની તેની સહચરી બોલી, " અન્નપૂર્ણા બ્હેન આ



તમને ક્યાં ખબર છે કે તમારા ગાલે આ ગુલાબ મંડાવ છે. પાનું ૫૯.

તમે ગુલાબ ચુંટો છો, પણ તમારી પાસેના ગુલાબની તો તમને કિંમતજ નથી !

અન્નપૂર્ણા—જા, જા તને તો એવાં ટાહ્યલાં કરવાની ટેવજ પડી છે.

એમ કહી તેના ગાલ ઉપર નાજુક તમાચો માર્યો.

ઈંદુકળા—નહિ ! તમે નહિજ માનો. હું તો ખરૂં જ કહું છું, તમને ક્યાં ખબર છે, કે તમારા ગાલે કેવા ગુલાબ મંડાયા છે. કોઇ ભ્રમર હોય........સાંભળ્યું ને બ્હેન ?

એમ કહી ઈંદુકળા હસી પડી. તેના છેલ્લાં વાક્યો એ અન્નપૂર્ણાના હૃદયમાં કંઇ બીજીજ જાતનો ક્ષોભ ઉત્પન્ન કર્યો. હૃદયની જે મર્મ વ્યથાને તે અંતઃકરણમાં છુપાવતી હતી, તે ઉકળતા પાણીનું ઢાંકણુ ઉઘડતાં જેમ વરાળ ભભૂકી નીકળે, તેમ તેની સંકુચિત મુખમુદ્રાઉપર સહસા એકાએક તરી આવી.

અન્નપૂર્ણા—ઈંદુકળા ! આ બળતા હૃદયને તારા

વાક્યો રૂપી ઘૃતની આહુતિ આપી વધારે ન સળગાવ. બ્હેન ! તું જાણે છે, કે " પરાધિન સ્વપ્ને સુખ નહિ " તેજ સૂત્રને હું પૂર્ણપણે અત્યારે તો અનુભવી રહેલી છું.

ઈંદુકળા—અલી અન્નપૂર્ણા ? આ બાબતમાં તારાં મોટાં બ્હેન સૂર્યાવતી કેમ કાંઇ તારા જીજાને સમજાવતાં નથી ? અને તારા જીજા હરકિશનદાસ ઉપરથી પ્રમાણિકપણું દાખવતા અંદરખાને આટલા બધા હલકા વિચારના કેમ બની ગયા છે ? વળી આમાં તેમનો શું સ્વાર્થ સમાએલો છે ?

અન્નપૂર્ણા—સખી તું ન સમજી ? સ્વાર્થ તો એટલોજ, કે અહંકારના મદમાં આંધળા બનેલા લક્ષ્મિના ગુલામ મનુષ્યો બીજાના હિતાહિતને કદાપિ જોતાંજ નથી. માત્ર પોતાના શુભાશુભનોજ વિચાર હંમેશાં તેમના લોભિષ્ટ હૃદયપટ ઉપર નાચ્યા કરે છે. તેમાં વળી આપણા આર્ય સંસારના કેટલાક કુધારા મદદનિશ થઈ પડે છે.

ઈંદુકળા—પરંતુ બ્હેન, આમાં તેમને શો લાભ ?

અન્નપૂર્ણા—બ્હેન ઇંદુ ! હજુ પણ ન સમજી ? જો તે દિવસે પેલો મુંબાઇનો વહેપારી આપણી અમરાપુરીમાં આવ્યો હતો, તે તો તેં પણ જોયો હશે. તે ડોસાની ત્રણ પેઢીઓ છે. એ રડ્યાને કોણ જાણે પાઘડી એ મંગળ છે કે શું ? ચાર વખત લગ્ન કર્યાં, પણ ઈશ્વરની મરજી તેને ધોએલા મૂળા જેવોજ રાખવાનો હશે, તેથી ચોથી વારની ગોરી પણ સ્વધામ પહોંચી, એટલે તે કોઈ કન્યાની શોધમાં આ તરફ આવેલો હતો, તેણેજ મારા જીજાના મગજમાં ભુસું ભરી દીધું છે, કે હું તમને મુંબાઈમાં મોટી પેઢી કાઢવા પૈસાની પૂરતી મદદ આપીશ, પણ તમે આટલું ચોકઠું મારૂં જરૂર બેસાડી આપો, અને તેથીજ મારા ભોળા પિતાને ઊંધા પાટા બંધાવી તેઓ પોતાનોજ સ્વાર્થ સાધવા તૈયાર થયા છે, પણ તેથી શું ? હું તો ધારી ચૂકી છું તેજ કરવાની છું.

ઇંદુકળા—અલી અન્નપૂર્ણા, વળી તેં શું ધારી મૂક્યું છે. તે તો જણાવ ? હાં, હાં, સમજી, પણ તેં પેલો પત્ર લખી મને ટપાલમાં નાખવા આપ્યો હતો, તેજ શું

થયું ? તારા મન મંદિરમાં વસેલા દેવ તરફથી તને કંઈ જવાબ તો મલ્યોજ હશે ને ?

અન્નપૂર્ણા—બ્હેન, જવાબમાં તો એટલુંજ કે ડંક-પુરમાં પવિત્ર ગોમતિ તિરે ઉભા રહી, ભગવાન ડંકનાથ ની સામે કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરવા હું ચૂકીશ નહિ. તેમ તમો પણ સાવધ રહેશો. ઇંદુ ! ઇંદુ ! તે પત્રના પ્રત્યુત્તરના શબ્દોએ મારૂં કાળજું કોરી નાખ્યું છે. બ્હેન ! ડંકપુરની પવિત્ર ગોમતિ તિરે સ્નાન કરી, પ્રભુ ડંકનાથના દરબારમાં તેમની સાથે દર્શનાર્થે જઈ પાછાં આવતાં જે આનંદ મળ્યો હતો. તે તો જાણે સ્વપ્નવત્ કેમ ન થઈ ગયો હોય ? આહા ! ! શું તેની લાવણ્યમય કાન્તિ ? કેવો ભવ્ય નિર્દોષ ચહેરો ? તેના મીઠા અને મધુરા શબ્દો સદાને માટે આ હૃદયમાં વાસ કરી રહ્યા છે. બ્હેન ઇંદુ ! તેજ વખતથી મારૂં સર્વસ્વ તેમના ચર્ણોમાં અર્પણ કરી ચૂકી છું. ઇંદુ ! કદાચ મારાં આપ્ત જનો આ સ્થુળ શરિરને ચાહે તેમ કરી શકવાને શક્તિમાન થશે, પણ આ શરિરના મધ્યમાં રહેલો સ્વયં આત્મા તો સદાને માટે તેનેજ અર્પાઈ

ચૂકયો છે. આટલું બોલતાંજ અન્નપૂર્ણાનાં નેત્રોમાંથી ઉષ્ણ જળનાં બે બિંદુઓ જમીન પર પડ્યા.

ઈંદુકળા—ધન્ય છે તારા પ્રેમના નેમને. તારા જેવી આર્ય કુળ ભૂષણ બાળાઓથીજ આ આર્યાવર્ત શોભી નીકળશે. બ્હેન તું જાણે છે ? કે ટેકધારી વીર રાજેંદ્ર હરિશ્ચંદ્રને કેટલું સહન કરવું પડયું હતું, પરંતુ પોતાના ટેકને વળગી રહેવાથી આખરે સર્વ સુખની પ્રાપ્તિ થઇ હતી.

અન્નપૂર્ણા—બ્હેન ઈંદુ ! મેં તો મારા મન સાથે એકજ નિશ્ચય કર્યો છે કે " ॥ अर्थं साधयामि वा देहं पातयामि ॥ " તે નિતી સૂત્રને અનુસરિ મારા મનમાન્યા પ્રાણજીવનની સાથે વરિશ, અને તેમ નંહિ બને તો, આ ફાનિ સંસારનો ત્યાગ કરી, મારા અમર આત્માને ઈશ્વરના દરબારમાં રવાના કરીશ. બસ, એજ મારો આખરનો નિશ્ચંય છે. અરે ! પણ ઈંદુ આપણી બાળ સખીઓ તો પુષ્પો ચૂંટતી ચૂંટતી પાસે આવી લાગી,

માટે આ હૃદય દ્રવિત વિષયને બંધ કર, અને કોઇ અન્ય વિષય પર વાતને ચાલવા દે.

ઈંદુકળા—હાં ! બ્હેન, પણ તે માળા ભગવતિ અંબિકાના કંઠમાં આરોપવાને માટે તો તું પોતે અમારી સાથે આવીશ ને ?

આટલુ બોલતામાં સર્વ સખીઓ આવી પહોંચી, અને તે સર્વ બાળકીઓનું યુથ ધીમે ધીમે અમરાપુરી ના માર્ગ તરફ આનંદથી વાર્તાવિનોદ કરતુ ચાલવા લાગ્યું. મારા વ્હાલા વાંચકોને આવી નિર્દોષ બાળ કુમારિકાઓના યુથથી વિખુટા પાડ્યા બદલ હું પણ માફી ચાહું છું.



# પ્રકરણ ૮ મું.

## ફરી સંકટ.

આજે મહોદય પર્વ હોવાથી નરક્ષેત્રના ભાવિક નાગરિક અને નાગરિકાઓ પ્રભાત સ્નાન કરી આત્મશુદ્ધિ મેળવવાને માટે નરક્ષેત્રના ઉત્તર કિનારા તરફ આશરે બે માઇલ દુર આવેલી પુણ્ય સલિલા સૂવર્ણા તરફ જવાને ઉત્સુક હતાં. પૂર્વ દિશા ભગવાન ભાસ્કરના આગમનની માર્ગ પ્રતિક્ષા કરતી હોય, તેમ સિંદુરવર્ણી સાડી ધારણ કરી પ્રિયજનને વધાવવા અધિરી બની હોય, તેવો ભાસ થતો હતો. રાત્રિના સંપુર્ણ વિરામથી નવિન જાગૃતિ પામેલાં પક્ષિગણોનાં ટોળાં આમથી તેમ, સૂર્ય કિરણોમાં સ્નાન કરવાના અભિલાષા રાખતાં સ્વચ્છંદે ઉડી રહ્યાં હતાં, એવામાં એક બળદવાળા ખુલ્લા એકામાં આપણી પૂર્વ પરિચિત તારૂણી પૂર્ણકળા પણ સ્નાનાર્થે જતી હતી. પ્રિય વાંચક વર્ગને અત્ર અમારે જણાવવું જોઇએ, કે દ્વિતીય

પ્રકરણમાં જણાવેલ તેનો વૃદ્ધ સસરો પ્રાણપિશાચ પેલા અપરિચીત નવયુવક જેનું વાંચકોને સંપૂર્ણ ઓળખાણ પડી ચૂક્યું છે, તેનાથી પરાજીત થવાથી થએલા અપમાનનું વેર લેવાને ઘણા વખતથી રાહ જોયા કરતો હતો. તેને આગલી રાત્રે મળસ્કામાં પૂર્ણકળા સ્નાન કરવા જવાની છે, તેવી ખબર તેની પુત્રી દયાવતી તરફથી મળી હતી. તેથી હર્ષથી ફુલાતો રસ્તામાંથીજ બળાત્કારે હરણ કરવાનો સંકેત રચી પોતાનાં કાળાં કર્મના મદદનિશ કેટલાક ડાકુઓને છુપી રીતે રસ્તા ઉપર આવેલા આંબાવાડીઆમાં છુટા છવાયા રાખી પૂર્ણકળાના આગમનની માર્ગ પ્રતિક્ષા કરતો ઉભો હતો. દુરથી ધુળના ઉડવાના, તથા બળદના ગળામાં બાંધેલી ઘંટડીઓના ઝીણા રણકારા કર્ણગોચર થતાં, શિકાર સમિપ આવતો જાણી તેણે કરેલા પરાક્રમનો અર્ધો થાક તો ઉતરી ગયો હતો. સાથીઓને સંકેત ચિન્હ જણાવી સંજ્ઞા પ્રમાણે સાવધ કર્યા. જોતજોતામાં ખુલ્લો એકો નજીક આવી લાગ્યો. સંકેત પ્રમાણે પ્રાણપિશાચના મદદગાર ડાકુએ એક ડાંગનો સખત ફટકો ગાડીવાનના માથામાં માર્યો,

તરતજ ગાડીવાન ગબડી નીચે પડયો. આ બનાવને જોતાંજ પૂર્ણકળા ભયભિત બની ગઈ. તેજ વખતે બીજા ડાકુએ પૂર્ણકળાની આંખો ઉપર એક જાડું કપડું પાછળ રહી માથા ઉપરથી નાખી, જોતજોતામાં તેની આંખો સખત તાણી બાંધી. પ્રાણપિશાચ પોતાના સાથીઓને ઇસારો કરી પૂર્ણકળા સહિત, ત્યાંથી થોડે દુર આવેલા આંબાવાડીઆમાં પોતાના બંગલા તરફ રવાના થયો. દસ મિનીટ પણ પુરી ન થઇ ત્યાં તો તે એક વિશાળ બંગલાની અંદર દાખલ થઇ ગયો. હવે પૂર્ણકળાનાં નેત્રો ઉપર બાંધેલો પાટો છોડી નાખવામાં આવ્યો, અને તેને સંબોધી પ્રાણપિશાચ કહેવા લાગ્યો, કેમ પૂર્ણકળા હજુ પણ માનવું છે કે નહિ ? તું જાણે છે કે કેસરી સિંહના પંજામાં સપડાએલું શિઆળવું કેટલોક વખત જીવી શકે છે ? ભયંકર સર્પના મૂખમાં દબાએલી ઉંદરડીનું ભયાનક મોત કેવી રીતે થાય છે ? ઓ હિચકારી નારી, હજુ પણ તારા સૌંદર્યનો વિચાર કરી, તારા ઉપર રહેમ રાખી કહું છું કે માની જા.

અત્યાર સુધી ધ્રુજતે અંગે ઉભેલી તે નિર્દોષ હરિણીએ હવે ચંડિકાનું ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું, અને તે એક સિંહણની માફક ગર્જી ઉઠી, "ઓ સૌંદર્યના ગુલામ શું તું નથી જાણતો ? ' કુંભારના નિમાડામાં ત્રણસો એકાવન માટલાં ખડકેલાં હતાં, તેમાંથી એકજ માટલું કાચું રહ્યું હતું, કે જેમાંથી મંજારીનાં બચ્ચાં સહીસલામત નીકળ્યાં હતાં.' તેજ વિશ્વંભર અહીં પણ મારો સહાયક થશે. પાપિષ્ટ તું ધારે છે, કે અહીંયાં કોઇ નથી, પણ અણું માત્ર તે વિશ્વંભર વિના ખાલી નથી, માટે સમજ અને તારા ઉલટ વિચારોને સુલટ કરી મને પૂત્રી તુલ્ય માન તેમાંજ તારા ભવિષ્યનું શ્રેય સમાએલું છે.

પ્રાણપિશાચ—ચુપ ! ગર્વિષ્ટ નારી તારા વિશ્વંભરને તો હું મારા ડાબા પગના ખાસડામાંજ દાબીને ફરૂં છું, અને જોઉં છું, કે અહીંયાં તારો સહાયક કોણ થાય છે ?

પૂર્ણકળા—મારો સહાયક !! ઓ કામાન્ધ ! મારો

સહાયક !! એજ થશે, કે જેણે 'બળી' જેવા બળવાન રાજાને એકજ પગલે પાતાળમાં પહોંચાડી દેવતાઓનું દુઃખ દુર કર્યું હતું. અરે ! એજ મારો સહાયક થશે, કે જેણે પાંચજ મિનીટમાં 'ત્રાસી પૂતના'ના પ્રાણ હરણ કર્યા હતા, કૈયાજીના બંધ મહેલમાં કપિ સ્વરૂપે જે કૃષ્ણચંદ્ર, હવિ 'સૈરંદ્રી' ને સહાય કરી હતી, તેજ પ્રભુ મારૂં રક્ષણ કરશે. માટે માનવના રૂપમાં છુપાએલા રાક્ષસ હજુ પણ સમજ, ને મને મારે રસ્તે જવા દે.

પ્રાણુપિશાચ—રસ્તે ! રસ્તે તો ત્યારે જવાશે કે જ્યારે એક વખત મારી ઇચ્છાને તાબે થઇશ. ઓ શાણી શિયાળ તારી વાક્ય ચાતુરીથી આ કેસરી ડરવાનો નથી.

મારા વ્હાલા વાંચકો ! પ્રાણુપિશાચના એકાંત ઓરડાથી આપણે પણ જરા દુર જઇએ, અને બેભાન બનેલા ગાડીવાનની ખબર લઇએ. અરે ! પણ આ શું ? અહીં તો ચંપકશાહ અને તેનો મિત્ર મદનચંદ્ર બંને જણ ગાડીવાનની પાસેથી ક્રોધિત થઇને આ તરફ

આવતા જણાય છે.

ચંપકશાહ—મિત્ર મદનચંદ્ર ! મેં તમોને પ્રથમથીજ કહ્યું હતું, કે તમો બંને જણ સાથે જજો. મારા કહેલા શબ્દો ન માન્યા તેનુંજ આ ભયંકર પરિણામ આવ્યું છે.

મદનચંદ્ર—ખરેખર ! ભાઈ તારી ધારણા સત્ય નિવડી છે, પણ તે પાપિષ્ટ પિતાને આજે તો શબ્દ રૂપી પૂરી સજા કરવાનો મારો વિચાર છે. તે ઘાતકી વડિલે મારૂં સત્યાનાશ કાઢવામાં કંઈ બાકી રાખ્યું નથી. હાં ! પણ મિત્ર જો બંગલો તો આવી પહોંચ્યો. કામ બહુજ ચાલાકીથી કરવાનું છે. એમ વાત કરતા કરતા બંને મિત્રો બંગલાના કંપાઉંડમાં દાખલ થઇ, તે બંગલાના વચ્ચેના ખંડના બંધ બારણા પાસે કાન લગાડી અંદરની ચર્ચા સાંભળવા લાગ્યા.

" ઓ ઇચ્છાને આધિન કરનાર કૂટિલ ! તારી કૂટિલતાનો અંત મારો જગદાધાર જલદીજ લાવશે. તું નિશ્ચય માનજે, કે તારો કાળ નજીક આવ્યો છે,

પ્રાણપિશાચ—શું ? મારો કાળ ? ઓ સેનાનની



જો દુષ્ટ આ ત્હારો કાળ.

બચ્ચી, હમણાંજ જણાશે કે કોનો કાળ નજીક આવ્યો છે ? પ્રાણપિશાચના છેલ્લા શબ્દો પૂરા થાય તે પહેલાં તો આપણો ચંપકશાહ એકજ લાતથી બારણું તોડી અંદર દાખલ થયો, તે નફટ બુઢ્ઢાને સંબોધી કહેવા લાગ્યો, " જો દુષ્ટ આ તારો કાળ ? " તેને જોતાંજ પ્રાણપિશાચના અંગમાં શિતઋતુની શરદી દાખલ થઈ હોય, તેમ ધ્રૂજવા લાગ્યો.

મદનચંદ્ર—ધન્ય છે વડીલ ! કાર્ય તો ઘણું સારૂં આદર્યું હતું, પણ પરિપૂર્ણ પાર ન ઉતર્યું, કેમ ખરૂં ને ? શું નીચું જોઇ રહ્યા છો ? કહો, કહો, કોનો કાળ નજીક આવ્યો જણાય છે ? તમારો કે તેનો ? પૂર્ણકળા વચ્ચેજ બોલી ઊઠી, કેમ પાંચ મિનીટ પહેલાંના કેસરી ! ક્યાં ગઇ તમારી મગરૂરિ ? અરે ! ભયંકર બોરીંગ ક્યાં છટકી ગઈ તમારી ઉંદરડી ? અણુ માત્રમાં ઈશ્વર છે, તેનો પ્રત્યક્ષ પુરાવો જોયો ? માટે હજુ પણ સમજો. અને તમારા મલિન વિચારો ત્યાગો અને ઇશ્વરભજનમાં લાગો. કે બાકી રહેલી જીંદગીનું સાર્થક થાય.

ચંપકશાહ—બ્હેન, લોખંડના તપાવેલા ગોળા ઉપર પાણીનાં બે ચાર બિંદુઓ શું અસર કરે ? છતાં સત્ય સર્વ સ્થળે સુરક્ષિતજ છે. આજે પવિત્ર પર્વણીને સમયે નગરજનો કંઇક પૂણ્ય કાર્ય કરી પૂણ્યમાં વધારો કરવા ઇચ્છે છે, ત્યારે આપના વડિલને પોતાના પાપનો પુંજ વધારવો યોગ્ય લાગ્યો હશે. હોય ! દુનિયામાં બધા માણસો સરખા સ્વભાવના નથી હોતા. આખું નગર પૂણ્ય કરે ત્યારે એ બધાના પાપનો બોજો ઉપાડનાર એકાદ મનુષ્ય હોવોજ જોઇએ ને ? તે પરમાર્થનું કાર્ય આપણા વડિલે આરંભ્યું છે.

મદનચંદ્ર—પિતાજી ! હવે તો હું આપને પિતા એ સંબોધન વાપરતાં પણ શરમાઉં છું. ખરેખર આ દુષ્કૃત્ય જોવા પરમાત્માએ મને જીવતો રાખ્યો, તેને હું મારાં પોતાનાં દુર્ભાગ્ય માનુ છું. આપને ખબર તો હશે કે ' तिर्थक्षेत्रे कृतं पापम् वज्रलेपो भविष्यति " ક્ષમા કરજો આપને મારે ઉપદેશના બે શબ્દો કહેવા પડે છે. વડિલો જ્યારે પોતાના વડિલ ધર્મની મર્યાદા મૂકે ત્યારે

તે મર્યાદા સુરક્ષિત રાખવી એ કર્તવ્ય તેનાં બાળકોને માથે આવી પડે છે. પિતાને 'પુ" નામના ઘોર નર્કમાં થી તારે છે, તેટલા માટેજ દુનિયામાં દિકરાને પૂત્ર એવું ઉપનામ અપાયું છે. આજે એ " પૂ " નામના ઘોર નર્કને હું મૂર્તિમાન આપના સમક્ષ ઉભેલું જોઉં છું. પિતાજી પરમાત્માએ આપેલા જ્ઞાન ચક્ષુઓનો જરા તો ઉપયોગ કરો. કેટલી જીંદગી માટે આવી વાસના ? કઇ અવસ્થા માટે આ ઉન્માદ ? વિષયપરાયણતાની દુર્ગંધીનો ટોપલો માથે લઇ તમે કિરતારના દરબારમાં કેવી રીતે જશો ? જ્યારે તમારા દેશ નાયકો, વયોવૃદ્ધ મહા પુરૂષો દેશના ઉદ્ધાર માટે તન, મન, ધનના ભોગે પણ દેશોદ્ધારનો સતત્ પ્રયાસ કરી રહ્યા છે, તેવે સમયે આપને આવુંજ ઉચિત લાગ્યું ?

ચંપક અને મદનનાં વાકયોએ તેમજ બબ્બે વખત મળેલી નિષ્ફળતાની વેદનાએ ડોસાને પોતાની પૂર્વ સ્થિતીનું યત્કિંચિત ભાન આવ્યું. દાવાનળથી બળેલા ઝાડ ના ઠુંઠાની માફક કંઈપણ પ્રત્યુત્તર આપ્યા સિવાય તે

ત્યાં જડવત્ ઉભો રહ્યો, અને વડિલને આવી સ્થિતીમાં જોવા તે મદનચંદ્રને ઉચિત ન લાગવાથી તે ત્રણે જણ બહાર આવ્યાં. બાજુમાંથી એક નોકરને બોલાવી તેમની યોગ્ય આસના વાસના કરવા કહી, આ ત્રિપુટી પોતાના પૂણ્ય કાર્યમાં નિમગ્ન થવા પૂણ્ય સલિલા સૂવર્ણા તરફ રવાના થઇ.



# પ્રકરણ ૯ મું.

## વિરામપુરની વિદાયગિરી.

વર્ષાં આગમનથી આકાશ કાળા પહાડો જેવા મેઘથી ચારે તરફ ઘેરાએલું હતું. એકાદ બે વૃષ્ટિનાં સખત ઝાપટાં હમણાંજ આવી ગએલાં હોવાથી જમીન ભીની, વાસવાળી અને કોઈ જગાએ કિચડવાળી દેખાતી હતી. કળિકાળનું ઘોર સામ્રાજ્ય વ્યાપતાં જેમ સંત પુરૂષો દેખાતા બંધ થયા તેમ આકાશમાં એક પણ તારકં દૃષ્ટિગોચર થતો નહોતો. સમય રાત્રિનો હોવાથી કંઈક શાન્તિ દેવીનું પણ સામ્રાજ્ય વ્યાપેલું હતું. આવે સમયે કોણ બહાર નીકળે ? પરંતુ જે પોતાના જીવનનો ઉપયોગ પરોપકાર અર્થેજ નિર્માણ કરી ચૂક્યા છે, તે તો ગમે તેવા ભયંકર પ્રસંગે પણ પોતાનું કાર્ય કર્યેજ જાય છે આશરે રાત્રિના દશ વાગવાનો સુમાર થઇ ગયો છે, તેવે વખતે એક ભાડાની ગાડીમાં બેસી આપણો ચંપકશાહ પુર વેગે ગાડી

દોડાવતો તેના મિત્ર મદનચંદ્રના મકાન તરફ આવતો જણાયો, જોતજોતામાં ગલીના નાકા ઉપર ગાડી આવીને ઉભી રહી, તરતજ ચંપકશાહે ગાડીમાંથી ઉતરીને ઉતાવળે પગલે મદનચંદ્રના મકાનમાં પ્રવેશ કર્યો.

તેને જોતાંજ પૂર્ણકળા બોલી ઉઠી, "કેમ ભાઇ. ગાડી તો લાવ્યા હશો ?

**ચંપકશાહ**—અરે ભાઈ ! ગાડી તો ક્યારની આવી છે; પણ તમારો ક્યાં પાર આવે છે ? જૂઓ દશ તો વાગી પણ ગયા અને સાડા અગીઆરે તો ગાડી ઉપડી જાય છે, હજુ કેટલુંક કામ કરવાનું છે. લગેજ રસીદ કરાવી દાગીના ઠેકાણે નંખાવવાના છે તેનો પણ કંઈ વિચાર થાય છે ?

**મદનચંદ્ર**—હા ! ભાઇ હા ! અમે જાણીએ છીએ કે આપ અમને ગામમાંથી કાઢવા બેઠા છો. ભાઇ જુઓ લગેજ કરાવવાના દાગીના તો કયારનાએ સ્ટેશન ઉપર પહોંચી ગયા ફક્ત તમારીજ રાહ જોઇ અમો બંને

બેસી રહ્યાં હતાં. મારા વડિલ તથા બીજા કેટલાંક આપ્ત જનો હમણાંજ મલીને ગયાં.

પૂર્ણકળા—ભાઈ ચંપક હું તો આજે ગાભરીજ બની ગઇ છું, મને તો કંઈ સમજણુજ પડતી નથી. જુઓ આખો દિવસ તો આજે ઘરનો સામાન પેક કરવામાં કાઢયો છે. સાંજે છ વાગે તે કાર્યથી પરવારી, પછી મોટે ઘેર દયાવતી બેનને મળવા ગઇ હતી, ત્યાં કલાકેક બેઠી, પછી આ તરફ આવી, બીજું કેટલુંક કામકાજ કરી હમણાંજ પરવારીને બેઠી હતી. બલ્કે આજે તો થાકીને લોથ થઇ ગઇ છું.

ચંપકશાહ—વારૂ ચાલો એ તો ઠીક, પણ પેલો ગાડીવાળો બારણેથી બૂમ પાડે છે તે સંભળાય છે જૂઓ ! મારા ઘડિઆળમાં તો સાડાદસ વાગી ગયા છે, આમ કહી ચંપકશાહે વૉટરપ્રુફ કોટ અંગ ઉપર ચઢાવી પૂર્ણકળા તથા મદનચંદ્ર સહિત નીચે ઉતરી મકાનના આગળના દરવાજાને તાળું દઇ ગલીને નાકે ઉભેલી ગાડીમાં ગોઠવાયો.

**મદનચંદ્ર**—મિત્ર ચંપકશાહ ! આપના આ બધા ઉપકારોનો બદલો કોઇપણ રીતે હું વાળી શકીશ કે કેમ તેની પણ મને શંકા છે. મારી નોકરી માટે આપે આપના અમૂલ્ય ટાઇમનો જે ભોગ આપ્યો છે, તેપણ હું ઘણા સારી રીતે જાણું છું. ભાઈ જો ખરૂ પૂછતા હો તો આપની સાથે મિત્રતાનો સંબંધ જોડાયો, ત્યાર થી મારૂં મન નરક્ષેત્ર છોડવાને પણ ના કહે છે.

**પૂર્ણકળા**—ભાઇ ! આજ સુધી તો આ તમારી ગરીબ બ્હેનની ઘણીજ કાળજી રાખતા હતા, તે હવે વિસરી તો નહિ જાઓ ને ? બચ્ચું મને અત્યારે અહીંથી જવું પડે છે, તે કેટલું દુઃખદાયક થયું છે, તે મારૂંજ મન જાણે છે. પણ ભાઇ આ પાપી પેટને ખાતર છુટા પડ્યા વિના છુટકો નથી, પણ હું ધારૂં છું કે મહિનામાં એકાદ વખત તો જરૂર અમારી ખબર લેશો.

**ચંપકશાહ**—બેન ! તે બાબત તમારે કંઇ ચિંતા કરવી નહિ. મારાથી બનતા પ્રયાસે તો થોડાજ વખતમાં

સાહેબ બહાદુરને મળી તમારી બદલીનો હુકમ કઢાવીશ, અને બનતા સુધી આ જીલ્લામાંજ તમારી ગોઠવણ થાય તેમ કરીશ, વળી બહાદુર બ્રિટીશ સરકારના રાજ્યમાં એ બાબતનું તો ઘણુંજ સુખ છે. ફક્ત ગજવું ગરમ જોઇએ, તેનો તો તમને કયાં અનુભવ નથી.

મદનચંદ્ર—અરે ! ચંપક જો જો સ્ટેશનની બત્તી ઓ તો દેખાવા લાગી. લે આ દસ રૂપીઆનો નોટ, તેમાંથી વિરામપુરની બે ટીકીટો મંગાવી લેવાની. આ વાત પુરી થતામાં તો ગાડી સ્ટેશનના કંપાઉન્ડમાં જઇ ઉભી રહી. આપણો ચંપક પહેલેજ સપાટે ગાડીમાંથી ઉતરી સીધો સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર જઈ મદનચંદ્રના મોકલેલા લગેજના દાગીના મેળવી, સીધો લગેજ ઑફીસમાં જઇ લગેજ કલાર્કને મળી રસીદ કરાવવાના કામમાં ગુંથાયો, અને આ સુખી દંપતિએ મુસાફરખાનામાં એક બાંક ઉપર બેઠક લીધી, લગેજ કલાર્કની મહેરબાનીનો લાભ લઇ થોડીજ વારમાં ટીકીટ વિગેરે કાર્યથી પરવારી, આપણો ચંપકશાહ પણ મુસાફર-

ખાનામાં બેઠેલા મદનચંદ્ર પાસે આવી રેલ્વે સંબંધી કેટલીક સૂચનાઓ આપતાં તેજ બાંક ઉપર ગોઠવાયો. સમય પાણીના રેલાની માફક વ્યતિત થતાં ટનં, ટન, ટન, એ પ્રમાણે પાંચ ઘંટા વાગ્યા, એટલે કે ગાડી આગળના સ્ટેશનથી નીકળ્યાનો ઈસારો રેલ્વેના કાર્યવાહકોએ જણાવી, મુસાફરખાનામાં બેઠેલા પેસેન્જરોને સાવધાન થવાની સૂચના આપી. જોતજોતામાં પેસેન્જરો પોતાનો સામાન સંભાળી ગેઇટ ઉપર ટીકીટો પંચ કરાવી, ગેઈટ પાસ કરી અંદરની બાજુએ પ્લેટફોર્મ ઉપર કાળા મોં વાળી લોકલ ટ્રેનની રાહ જોતા ઉભા. એક બાજુ સ્ટેશન માસ્તરે ગાડીને દાખલ કરવાના સિગ્નલો આપી દીધા છે, ત્યારે કેટલાક સ્નેહી જનોને વળાવવા આવેલા સજ્જનોએ પણ પોતાની સિગ્નલીંગ ચાલુ કરી દીધી હતી. મારા વ્હાલા વાંચકો તે સિગ્નલીંગ બીજી કોઈ નહિ, પણ, 'આવજો' 'શરિર સાચવજો' વિગેરે વિવેકનાં વચનોનીજ હતી. આપણી આ ત્રિપુટી પણ તેજ કાર્યમાં નિમગ્ન બનેલી હતી. ટ્રેન આવી પહોંચી. સૌ પોતપોતાના સામાન સાથે ગાડીમાં ગોઠવાતા હતા.

થોડી વારે આ સર્વ ઘોંઘાટે શાન્તિનું રૂપ ધારણ કર્યું. એક સિંગલ કંપાર્ટમેન્ટમાં ડૉક્ટર મદનચંદ્ર અને પૂર્ણકળાએ પણ બેઠક લીધી હતી, તેને સંબોધી ચંપક શાહ બોલ્યો " બ્હેન પૂર્ણા, ભર જંગલમાં લૂંટારા મળ્યા પછી, એમ કહે કે ઉભા રહો ભાઈ હું ઘેર જઈ કપડાં ઉતારી આવું, પછી લૂંટજો. તેના જેવો મૂર્ખ બીજો કોઈ કહેવાય કે ? તેવીજ રીતે ' શેઠની શિખામણ ઝાંપા સુધી પહોંચે છે ' તેમ તમે ના કરશો. મારા બે શબ્દો ધ્યાનમાં રાખીને, ઇશ્વરને સમક્ષ ગણી દરેક કાર્ય કરતાં રહેજો, કે જેથી કોઈપણ પ્રકારની અગવડ આવેજ નહિ. " આટલું બોલતાં ચંપકનું પ્રેમાળ હૃદય ભરાઈ આવ્યું, ને અવાજ થરડાવા લાગ્યો. બીજી તરફ મદનચંદ્ર તથા પૂર્ણકળાની સ્થિતિ પણ તેવીજ હતી. પરંતુ આપણા કેલી ગાર્ડ તેમની કયાં દયા લાવે તેવા હતા. તેમણે તો ટાઇમ પૂરો થતાં હાથમાંનું લીલું ફાનસ ઉંચુ કરી, સાથેજ એક ઝીણી સીટી મારી, એટલે કે સંજ્ઞા પ્રમાણે ઑલરાઈટ આપ્યો કે તરતજ તેના જવાબ માં ડ્રાઇવરે એક મોટી સિસોટી મારી ચાલવા માંડયું.

નિમીષ માત્રને માટે આવજો આવજો સિવાય બીજું કંઇ સંભળાતુંજ નહોતું.

અહા ! જુદાઇનુંજ દુઃખ એવું છે. જ્યાં સુધી બે પ્રેમીઓ સાથે બેસી આનંદમય ગપ્પાં મારે છે, ત્યારે વખત એટલો તો જલદી પસાર થાય છે કે તેની કદર તે કંઈ પણ કરી શકતા નથી, પણ જ્યારે તેજ બે પ્રેમીઓ છુટા પડે છે, ત્યારે તેજ વખત કેટલો બધો ધીમો ચાલે છે, કે એક પળ તેઓને એક યુગ બરાબર થાય છે. એ તો જેને અનુભવ હોય તેજ જાણે છે. એક બીજાની સોબતમાં તો તેઓને જણાતું નથી, પણ છુટા પડ્યા પછી, તેઓ એકબીજાની ભલાઈ ફરી ફરીને યાદ કરે છે. તે પછી એક જુદાઇના દુઃખની ઝીણી ચીસ હૃદય સાથેજ પાડે છે. તેવીજ સ્થિતિ આપણા ચંપકશાહની પણ રસ્તે ચાલતાં થઇ. સ્ટેશનથી ઘેર આવતાં તો તેણે હજારો કલ્પનાઓ ઉત્પન્ન કરી અને પાછી સમાવી પણ દીધી. અરે ! પણ વિચારમાં ને વિચારમાં તે પોતાનુ મકાન પણ ચૂકી આગળ ચાલવા

લાગ્યો. થોડી વારે વિચારમાંથી મુક્ત થતાં ઊંચી દૃષ્ટિ કરી ત્યારે પાટનગર બજારનું પોલીસ સ્ટેશન દેખાયું. ચંપક ત્યાંથી પાછો ફરી પોતાના મકાન પર આવ્યો, અને વ્યથિત હૃદયેજ બિછાવેલા બિછાનામાં પડયો. કેટલીક વારે નિદ્રાદેવીએ તેના ઉપર કૃપા કરી, તેના વિયોગી આત્માને શાન્તિ મેળવવાનો સમય આવ્યો. મારા વ્હાલા વાંચકો આપણે પણ તેને શાન્તિની ગોદમાં સૂતો મૂકી એક વખત અમરાપૂરીની બાળકુમારિકા અન્નપૂર્ણા તરફ દૃષ્ટિ ફેરવીએ.



# પ્રકરણ ૧૦ મું.

## બે શબ્દો.




ની ! અન્નપૂર્ણા ! શું તું મારૂં અને તારા બીજાનું કહેવું નહિજ માને ? તારા મગજમાં આવું ભૂત ક્યાંથી ભરાયું છે ? તે સમજાતું નથી, વળી દિવસે દિવસે તારા રંગ કંઇ જૂદાજ પ્રકારના જણાય છે ? તારી એક વખતની ભૂલે કેવું ભયંકર રૂપ લીધું હતું તે તો તેં પણ જોયું ને ? મહોકાણો મંડાઇ, શોક પળાયો, અને છેવટે દુનિયામાં ફૂટ ફૂટ પણ થયાં, હવે તો કંઇ સમજે તો સારૂં. સૂર્યાવતિએ અન્નપૂર્ણાને સંબોધી કહ્યું.

અન્નપૂર્ણા—મોટી બેન તે ભૂલનું કારણ હું નહિ, પણ આપણા વડિલ પોતેજ હતા. બ્હેન ! શું તું એમ સમજે છે ? કે મેં પોતેજ પત્રમાં એમ લખ્યું હશે,

કદાપિ તું એમ માને છે, તો ભલે, પણ આપણા પિતાશ્રી મારા હસ્તાક્ષર તો ઓળખતા હતા ને ? તેમણે એમ કેમ વિચાર ન કર્યો, કે મરેલી અન્નપૂર્ણા કાગળ લખેજ કેવી રીતે ? માટે તેવો નકામો દોષ શા માટે આપે છે ?

**સૂર્યાવતિ**—અન્નપૂર્ણા ! જો હવે તું કંઇ નાની નથી, માટે બધું ગાંડપણ જવા દે, ને તારા જીજા તથા આપણા પિતાજી જે કહે છે, તેનો વિચાર કર ? જો તુ આડું બોલે છે, પણ આપણા બાપુનું હૃદય કેટલું બળે છે તેનો કંઇ તને વિચાર આવે છે ? ગાંડી અમે તો તારા ભવિષ્યના ભલામાંજ ખુશી છીએ. ગમે તેટલું પણ તારા સુખે સુખી અને તારા દુઃખે દુઃખી થવું તે અમારો ધર્મ છે.

**અન્નપૂર્ણા**—મ્હોટી બેન ! તમે કહો છો, તેમ હું નાની નથી, અને તેથીજ વિનંતીના રૂપમાં બે શબ્દો કહેવા તૈયાર થાઉં છું, પરંતુ તમે તો મારી બાબતમાં લક્ષ આપતાંજ નથી, ને તમારૂં ગાયું ગાઓ છો, એટલે બોલવાનું રહ્યુંજ ક્યાં ?

**સૂર્યાવતિ**—અન્નપૂર્ણા ! જો હજી પણ ન સમજી ? તું કહે છે કે મારે તો કુંવારાંજ રહેવું છે. વળી દુનિયામાં ડોસા તો હજારો કુંવારા રહ્યા હશે, પણ કંઇ ડોસી કુંવારી સાંભળી છે ? વળી પૂત્રિનો ધર્મ માતા પિતા પ્રત્યે કેવો હોવો જોઇએ તેનો વિચાર કર ?

**અન્નપૂર્ણા**—મ્હોટી બ્હેન ! દુઃખ ન લગાડશો. તમો મોં ફાડીને કહેવરાવો છો, ત્યારે કહેવુંજ પડે છે, કે વડિલોને પગલે ચાલવાને આર્ય નિતી શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે, સાથે સાથે નિતી શાસ્ત્રો એમ પણ કહે છે, કે મ્હોટી બ્હેન તે માતા બરાબર ગણાય. બ્હેન હું તમને એટલુંજ પૂછું છું, કે તમારો પ્રથમ વિવાહ વસંતપૂર્ણા નગરશેઠને ત્યાં કર્યો હતો. તેને માટે તમે આપના વડિલની વિરૂદ્ધ થઈ એ બાબત બહુધાપુરીના મહાજનને દર્શાવી હતી, અને તમારી પોતાની પસંદગીના મારા આ જીજા સાથે લગનગાંઠથી જોડાયાં હતાં, તે વખતે પૂત્રિના ધર્મનો તમે પૂરો વિચાર કર્યો હશે નહિ વારૂ ? વળી સાથે એ પણ કહો કે લક્ષ્મિના લોભી

વડિલો પૂત્રિને વેચી શ્રીમંત બનવાની ઇચ્છાથી "મડદે મિંઢળ તાણી બાંધે" ત્યારે પોતાના હિત અહિતને સમજનારી પત્રીએ કબૂલ કર્યું તેમાંજ પૂત્રિનો ધર્મ પૂર્ણ પણે પાળ્યો ગણાય ખરૂ ને ?

અત્યાર સુધી અન્નપૂર્ણાની મૂખમુદ્રા સામે નિહાળી રહેલી સૂર્યાવતિ કંઈક કરડાકી સાથે બોલી ઉઠી, "ચૂપ ! ચબાવલી નાને મોઢે મોટી વાતો કરતાં શરમાતી નથી ? આટલા દિવસ પાસે રાખી તારૂં લાલનપાલન કર્યું તે શું તારાં મ્હેણાંટુણાં સાંભળવા ? જોઉં છું ! કે વડિલો ની મરજી વિરૂદ્ધ ચાલી તું. કેટલીક સુખી થાય છે ? સુખ તે કોના નસીબનું ભોગવાય ! ! વિંછીના મોંને તો ખાસડુંજ શોભે ! છાણના દેવને તો કપાસીઆનીજ આંખો હોય ! હું જાણું છું, કે પેલા છિછેદીયા ચંપકી-આના ચઢાવવાથી તું આટલી ફાટી છે ?

અત્યાર સુધી ગંભિર મૂખમુદ્રા ધારણ કરી બેસી રહેલી અન્નપૂર્ણા કંઈક ક્રોધિત હૃદયે બોલી, " બસ કરો ! મ્હોટી બ્હેન તમારા મેળવી આપેલા સુખે સુખી

થવા હું ઇચ્છતીજ નથી વિધાતાએ મારે માટે દુઃખજ નિર્માણ કર્યું હશે તો તમે અગર બીજા અન્ય મનુષ્યો થી સુખ થવાનુંજ નથી. વળી નકામી જીભને કાંટામાં શું કરવા નાખો છો ? આપણી સાધારણ ચાલતી વાતચિત્તમાં ત્રીજા પુરૂષને આવાં હલકાં વિશેષણો આપવાં, તે તમારા જેવાં વડિલોનું ભૂષણ નહિ. કદાચ તમે મને અન્ય જગ્યાએ આપી સુખી કરવા ધારતાં હશો, પણ તે આશાઓ આકાશકુસુમવત્ સમજવી. આ દેહ એક વખત જેને મનથીજ અર્પણ થયો છે, તેનોજ હકક આ શરીર ઉપર છે. અન્ય પુરૂષ આ સૃષ્ટિમાં હું દેખતીજ નથી, કે અન્નપૂર્ણાના હૃદયનો માલીક બને ! બ્હેન ક્ષમા કરજો ! વડિલ તરિકેની ફરજ આપ વિસરી ગયાં તેથીજ એ શબ્દો આપને કહેવા પડ્યા. હવે મારાં લાગ્યાં હુંજ ભોગવી લઇશ તમારે તે બાબતની ચિંતા કરવી નહિ.

અન્નપૂર્ણાના મૂખમાંથી સમુદ્રનાં મોજાં સમાન નીકળતાં વાક્યોએ સૂર્યાવતિ ઉપર કંઇક જૂદીજ અસર

કરી. તે નીચી દ્રષ્ટિ રાખી કંઇક મંદ સ્વરે કહેવા લાગી. “ અન્નપૂર્ણા ! શું મારા કહેવાથી તને ખોટું લાગ્યું ? બન્યું મારો તો તેવો આકરો સ્વભાવ છે બ્હેન હું તને એમ ક્યાં કહું છું ? અત્યારેજ તું અમારૂં કહેવું કબુલ કર ! પણ ગાંડી ! જરા વિચાર કર. મુંબઈના ધનવાન શેઠીઆને ત્યાંની સાહ્યબી, અને એક ગામડાના પડીકાં બાંધી ખાનારની સરખામણીમાં તું કોને ઉત્તમ ગણે છે ? ” સૂર્યાવતિ મોંની બન્ને બાજુએ સાકરની થેલીઓ બાંધી મીઠું લાગે તેમ બોલી.

અન્નપૂર્ણા—બ્હેન તે સરખામણી કરતા પહેલાંજ મેં મારૂં હૃદય બીજાને સોંપ્યું છે, હવે તે સરખામણી કરવાની કંઇ જરૂરજ નથી. વળી મુંબાઈના મહેલો કરતાં ગામડાની ઝુંપડીમાં કંઈક વધારેજ મિઠાશ છે. તેનો અનુભવ તમને ક્યાં નથી ? વળી જો પિતાશ્રી તેમનુંજ ધાર્યું કરવા ઇચ્છતા હશે, તો આ અન્નપૂર્ણા છેવટે સત્યાગ્રહ આશ્રમની શિષ્યા થઇ જીવન પર્યંત દેશ સેવા કરી કાયાનું કલ્યાણ કરશે. માટે મ્હોટી બ્હેન

આ છેલ્લા શબ્દો ઉપર જે વિચાર કરવો હોય તે કરી લેજો. તમે જાણો છો કે દેવ અને દાનવોએ બહુજ સમુદ્રનું મન્થન કર્યું, ત્યારે હળાહળ વિષ ઉત્પન્ન થયું હતું, તેમજ કોઇપણ વસ્તુનું વધારે મન્થન કરવામાં આવે તો તેનું પરિણામ માઠુંજ આવે છે.

**સૂર્યાવતિ**—વારૂ બેન ! તને યોગ્ય લાગે તેમ કરજે, હું તો તારા ભવિષ્યના ભલા માટે એ શબ્દો કહેતી હતી. લે તને દુઃખ લાગે છે, તો હવે નહિ કહું. જો ! સામેથી તારા જીજા પણ આવી પહોંચ્યા.

**હરકિશનદાસ**—કેમ અન્નપૂર્ણા ! શાની ભાંજગડ ચાલે છે ? તારાં મોટાં બેન શાની શિખામણ દે છે ? વળી સૂર્યાવતિ તરફ નજર કરી કહેવા લાગ્યા. લે ચાલ જોઉં ? સગડી સળગાવી બે કપ ચાહ બનાવી નાંખ. હું તો આજે મહુડાં તોળી તોળીને થાકયો છું. વળી સવારની ગાડીમાં બ્રહ્મપુર જવાનું છે, એમ કહી હરકિશનદાસ દુર પડેલી એક ખુરશી ખેંચી, ઓરડાના મધ્ય ભાગમાં બેઠા, અને સૂર્યાવતિ સગડી સળગાવવાના કામ

માં રોકાઇ, અને અન્નપૂર્ણા બહાર નીકળી કંઇક મન સાથેજ વિચાર કરવા લાગી. વ્હાલા વાંચકો ! આ ત્રિપુટિને આપણે અહીંજ મૂકી જરા વિરામપુર તરફ દૃષ્ટિ ફેરવીએ.



# પ્રકરણ ૧૧ મું.

## વિરામપુરમાં નવો વાસ.

સમય સંધ્યાનો છે. ભગવાન અનંત રશ્મિ પોતાના સપ્તમુખી ઘોડાના રથ સહિત અસ્તાચળ તરફ જવાની તૈયારી કરી રહ્યા હતા, ત્યારે રાત્રિદેવી પોતાની સત્તા જગત ઉપર જમાવવાની કોશિશ કરતાં કૃષ્ણ રંગી વસ્ત્ર પરિધાન કરવામાં નિમગ્ન બનેલી હોય તેમ દેખાતું હતું. આવે સમયે એક યુવાન ઇંગ્લીશ ટેલરના સીવેલા કોટ, પેન્ટ અને તેની સાથેના છાજતા ઇંગ્લીશ પોઝીશનમાં તૈયાર દેખાતો, હાથમાં એક ફેશનેબલ સ્ટીક લઇ, કંઇક વિચારના તરંગો સાથે મનને નૃત્ય કરાવતો, સ્ટેશન રોડ ઉપરથી સરકારી હોસ્પિટલ તરફ જતો નજરે પડે છે. આગળ એક પંદરેક વર્ષનો બાળક હાથમાં બત્તી લઇ ચાલતો હતો. આ ઉપરથી જોનારને અનુમાન થઈ આવતું, કે તે કોઇ સરકારી ઑફીસર હોવો જોઇએ.

મારા ચાલાક વાંચકો સમજી ચૂકયા હશે, છતાં મારી ફરજ અદા કરી અત્રે બે શબ્દો ટાંકવા ઉત્તમ સમજું છું. તે યુવક બીજો કોઈ નહિ, પણ આપણો પૂર્વપરિચીત ડૉક્તર મદનચંદ્રજ હતો. જેની થોડાજ વખત પહેલાં વિરામપુર ખાતે નિમણુંક થએલી હતી, તે આગળ ચાલતાં નોકરને સંબોધી કહેવા લાગ્યો. " કેમ છોકરા ! આ ગામમાં શાકભાજી પણ સારી નથી મળતી કે શું ?

**પોયરો**—છાબ અઇ તો કંઈ બી ની મીલે, પેલ્લો છાબ હુતો, તે બી સુવનપુરથી છાકબાક મંગાવી લેતો હુતો, છાબ આપના ફાએ પારહી છેઠ રહકની, તેઓ રોજે સુવનપુર જાયછે તેને કયોની તે રોજે મંગાવી આપહે.

**મદનચંદ્ર**—ચાલ તે તો ઠીક ? પણ તું અત્યારે ઘેર તો જવાનો ને ? પણ જો સવારે જલદી આવજે. સ્ટેશન માસ્તર માટે એક દવાની બાટલી મોકલવાની છે. સમજ્યો ને ? એમ વાતો કરતા કરતા લીલા રંગની જાળીવાળા કંપાઉન્ડમાં પેઠા. દવાખાનું પણ આવી લાગ્યું.

પોયરાએ હાથમાંનું કેન્ડલ ઓટલા ઉપર મૂકી સાહેબને સલામ કરી ચાલવા માંડયું. આણીગમ દરરોજ કરતાં વધારે વખત થવાથી, પૂર્ણકળા પોતાના પતિની રાહ જોતી, ઘડિકમાં અંદર તો ઘડિકમાં બહાર નીકળી કંઇક મનમાં ગણગણતી હતી. તેવામાં મદનચંદ્ર પોતાના ડ્રેસિંગ રૂમમાં કપડાં ઉતારી પ્રાઇવેટ રૂમ તરફ આવતો દેખાયો. તેને સંબોધી પૂર્ણકળા બોલી, “ વ્હાલા ! આજ તો આપ કંઈ વિશેષ મોડા આવ્યા હો તેમ જણાય છે. બળ્યું જૂઓને ! મને તો એકલાં ઘરમાં ગમતુંએ નથી. ગરીબનાં નસીબ ગરીબ જેવાંજ હોય ! સરકારે નોકરી તો આપી પણ એવી જગાએ નાખ્યાં, કે મારૂં તો મન ગભરાયા કરે છે.

મદનચંદ્ર–પ્રિયતમા ! તમારૂં સમજવું ભૂલ ભરેલું છે જૂઓ, એક મોં જોડી કહેવત છે, કે “ એકાન્ત-વાસા ઝઘડા ન ઝાંસા ” તેવિજ રીતે શહેર બહાર એકાંત નિવાસ સ્થાન મળવાથી મારૂં મન તો હંમેશાં વધારે પ્રસન્ન રહે છે. વળી જૂઓને ! મહાન યોગેન્દ્ર પુરૂષોનું

નિવાસ સ્થાન ઘણે અંશે એકાંત જંગલોમાંજ હોય છે.

પૂર્ણકળા—વ્હાલા ! આપનું કહેવું સત્ય છે, પરંતુ તેઓ તો વાનપ્રસ્થાશ્રમને ગ્રહણ કરનાર સંત પુરૂષો કહેવાય, કે જેને દુન્યવી પ્રકરણ પ્રત્યે તિરસ્કારજ હોય છે, તેથીજ તેઓ એકાન્ત જંગલ શોધે છે. પણ નાથ ! આપણે તો ગૃહસ્થાશ્રમી છીએ, અને તેમાં વળી સંસારના પ્રથમ પગથીઆ ઉપર ચઢી રહ્યાં છીએ.

મદનચંદ્ર—પૂર્ણા ! મનુષ્યના હૃદયપટ ઉપર કંઇક અજ્ઞાનતાની વિષમ છાયા છવાએલી હોય છે, ત્યાં સુધી તેને દુઃખ અથવા સુખ બે વસ્તુઓનું સ્વરૂપ જૂદું દેખાય છે, પરંતુ તેજ વસ્તુતા જ્યારે તેજ મનુષ્ય જ્ઞાન દૃષ્ટિથી જૂએ છે, ત્યારે તે તેને સમાન દેખાય છે, તેમજ કોઇપણ પ્રકારે તેને કર્મલેપન થતાં નથી. મનુષ્ય કોઇપણ કાર્યમાં કર્તા તરિકે પોતાને માને છે, તેટલુંજ તેને દુઃખ સુખ થાય છે, અને તેથીજ તે કર્મલેપનનો અધિકારી બને છે. તેટલા માટે માયાનાં બંધનોથી દુર રહી. ફક્ત જગતકર્તાની મરજીથી દરેક કાર્ય થાય છે,

તેવું ધારી દિવસો વ્યતિત કરવા. ઇશ્વરેચ્છા પ્રમાણે દરેક કાર્ય બને છે. આપણા માટે પ્રભુએ કેટલોક વખત આવા જંગલમાંજ વિતાડવાનું નિર્માણ કર્યું હશે તે મિથ્યા કેમ થઈ શકે ? પૂર્ણા ! જો આજે તો વાતોના તડાકામાં નવ પણ વગાડ્યા, માટે ચાલ જલદી રસોઈ પીરસ. જમી પરવારી ચંપકને પત્ર લખવો છે. દિવસે તો ઑફીસના કામમાં ફુરસદ મળતી નથી.

આ વાત પૂરી થતાં ' ચાલો નાથ ' કહી પૂર્ણકળા ઉભી થઈ, ને રસોડાના ખંડમાં દાખલ થઇ. મદનચંદ્ર પણ તેની પાછળ પાછળ રસોડામાં દાખલ થયો. ઉત્તમ રસોઇના બે ટાટ પીરસી જોતજોતામાં પૂર્ણકળા પ્રસંન વદને પતિદેવના સમિપ આનંદથી કહેવા લાગી, 'વ્હાલા ! આજે તો રસોઇમાં પણ જોઇએ તેવો સ્વાદ નહિજ હોય, કારણ કે આજે તો કેટલાક માનસિક વિચારોમાં જીવ લુલુપ્ત બનેલો હતો.' આમ વાત કરતાં બન્ને જણાંએ પીરસેલ થાળીઓને ઇન્સાફ આપવા માંડયો. વ્હાલા વાંચકો ! જોજો મોંમાં પાણી લાવતા નહિ. આ તો કલ્પિત રસોઇ, સાચી ન સમજશો કેટલીક વારે આ

પવિત્ર દંપતિ જમી પરવારી, ભવ્ય દિવાનખાનામાં ગોઠવેલા રાઉન્ડ ટેબલની બંને બાજુએ ખુરસીમાં ગોઠવાયાં, ને પાન સોપારીના કાર્યથી પરવારી, ચંપકશાહને પત્ર લખવાના કાર્યમાં નિમગ્ન બન્યાં. થોડીવારમાં પત્ર પૂરો કરી એક કવરમાં બીડવા પૂર્ણકળાને કબાટમાંથી કવર કાઢી લાવવા કહ્યું. પૂર્ણકળા તુરતજ ઉભી થઇ, પોતાના ધર્મબંધુને પત્રમાં શું લખ્યું હશે, તેનો વિચાર કરતી કબાટમાંથી કવર કાઢી લાવી, પોતાના પતિને ઉદ્દેશી કહેવા લાગી, “ નાથ ! મારા ધર્મબંધુને પત્રમાં શું લખ્યું તે વાંચી સંભળાવશો ? ” આ વખતે પૂર્ણકળાનાં નેત્રોમાંથી બંધુવિયોગના બે મુક્તાકણ સરી પડ્યા. મદનચંદ્રે પત્ર વાંચવાની શરૂઆત કરી, ત્યારે પૂર્ણકળા એક ધ્યાનથી સંભળી રહી હતી.

પ્રિય સ્નેહિ,

નરક્ષેત્ર છોડ્યા પછી, આપના તરફથી કંઇ સમાચાર મળ્યા નથી. કદાચ આપ કેટલાક કામના બોજામાં હમોને વિસરી ગયા હશો, પરંતુ આપના કરેલા ઉપકારો યાદ આવતાં હૃદય હર્ષથી ઉભરાય છે. આશા છે,

કે થોડા સમયને માટે પણ આપના દર્શનની અભિલા-
ષામાં તણાતા સેવક ઉપર કૃપા કરી, અત્રે પધારી આ
ભારી કરશો. આપનાં બ્હેન પણ આપને ઘણાજ યાદ
કરે છે.

આ પ્રમાણે કેટલાક વિનયના શબ્દો વાપરી મદન-
ચંદ્રે પત્ર પુરો કર્યો હતો. આ પ્રેમી દંપતિ કેટલીક
આનંદમય વાતો કરતાં કરતાં આખરે શયનગૃહમાં જઇ
સંસારના ક્ષણિક સુખનો અનુભવ મેળવતાં નિદ્રાદેવીને
આધિન થયાં. આપણે પણ સજ્જનતા સાચવવા અત્રેથી
દુર થઇએ, અને એ વખતના સખત પ્રયત્નોમાં નિષ્ફળ
નિવડેલા પ્રાણપિશાચની ખબર લઇએ.



# પ્રકરણ ૧૨ મું.

## કરન્સી કડકાનો પ્રતાપ.

સમય પ્રભાતનો હતો. બાળસૂર્યનાં સૂવર્ણ રંગી કિરણો જગતને સૂવર્ણ રંગી બનાવી જગતની શોભામાં કંઇ વિશેષતા કરી રહ્યા હતા, સૃષ્ટિના દરેક જીવોમાં નવિન ચૈતન્ય પ્રેરાઇ રહ્યું હતું. પક્ષીગણો આકાશગમન કરી કંઈક વધારે આનંદિત દેખાતાં હતાં. નરક્ષેત્રની પોસ્ટ આગળ મનુષ્યનાં ટોળાં ઓ પોસ્ટના મોટા દરવાજા તરફ આશા સહિત ઉભેલાં જણાતા હતાં. રાત્રિના વરસાદના સખત ઝાપટા તથા ઠંડી હવાથી આજે ગુજરાત મેલના હાઈકલાસ એંજીનમાં પણ પ્રેશર પડી જતો હતો, અને તેજ કારણે આજે મેલ ટ્રેન પણ મોડી આવેલી હતી. વેપારી વર્ગ કંઇક તેજી મંદીના સમાચાર મેળવવાની ઉત્કંઠા ધરાવતા ટોળું વળી ટપાલ ડિલીવરીની રાહ જોઈ ઉભા હતા, તેવામાં વૃદ્ધ પણ કૃત્રિમ જુવાની દેખાડનો પ્રાણપિશાચ પણ

ત્યાં આવી લાગ્યો. તેને જોતાંજ પોસ્ટ માસ્તર સાહેબે આગલે દરવાજે આવી, તેના જમણા હાથમાં પોતાનો જમણો હાથ મેળવી ઇંગ્લીશ સિસ્ટમના સાહેબજી કરી, તેને પાસેની ખુરસીમાં બેસવા વિનંતી કરી. પ્રાણુપિશાચ નરક્ષેત્રના ધનવાનોની ગણત્રીમાં અગ્ર ભાગે લેખાતો હોવાથી, પોસ્ટ માસ્તર સાહેબ તેને સારી રીતે ઓળખતા હતા. કેટલીક વારે ડિલીવરીની ગરબડ પુરી થતાં, પોસ્ટમેનો પોતાની ડયુટી પુરી કરવા, કાગળોના થોકડા હાથમાં લઈ એક પછી એક પોતાને સોંપાયલા લત્તા તરફ નીકળી પડ્યા. થોડા વખત પહેલાંના અશાંત વાતાવરણે હવે કંઇક શાન્તિનું સ્વરૂપ લીધું. ઑફીસમાં માત્ર આપણા વૃદ્ધ પ્રાણુપિશાચ અને માસ્તર સાહેબ બંને જણુ કંઇક વાતોમાં મશગુલ બનેલા હતા.

હવે માસ્તરને સંબોધી પ્રાણુપિશાચ કહેવા લાગ્યો. " સાહેબ ! આજે તો એવીજ ઇચ્છા થઈ, કે તમને તસ્દી ન આપતાં મારે જાતેજ આપની સેવામાં રજુ થવું, વળી કેટલીક ખાનગી વાતચિત કરવાની હતી, તેથી અત્યારમાં ફુરસદ લઇ આ તરફ આવ્યો છું.

**માસ્તર**—મુરબ્બી આપ આ શું કહો છો ? આપની સેવાર્થે તો સરકારે અમને નિર્માણુજ કરેલા છે.

**પ્રાણુપિશાચ**—માસ્તર જૂઓ ! સાંભળો ! જરા ખુરસી નજીક લાવો. પ્રાણુપિશાચે આજુબાજુ નજર કરતાં વાતની શરૂઆત કરી. જૂઓ આપણે અહિં ચંપકશાહ નામનો વેપારી છે, તેને તો આપ ઓળખતા હશો.

**માસ્તર**—હા કંઇક સાધારણ જાણું છું ખરો, તેના નામના કેટલાક કાગળો ઘણી વખત મારા હાથ ઉપર આવેલા છે, તે ઉપરથી જાણી શકું છું, કે કોઇ છે ખરો હાં ! પણ તેને ને તમારે શું સંબંધ ?

**પ્રાણુપિશાચ**—જૂઓ તે દુષ્ટે મારૂં સખત અપમાન કર્યું છે, તેનો બદલો કોઈપણ રીતે લેવો, તેવો મારો નિશ્ચય છે. તો ફકત તમારે આ કામમાં મદદ કરવાની એટલીજ કે, તેના લીલા રંગના કવર જેના ઉપર તેની એડવર્ટાઇઝ છાપેલી છે, તે ધ્યાનમાં રાખી

પેટીમાંથી કાઢી મને પહોંચાડવા. તરતજ તેને હું વાંચી પાછા મોકલી આપીશ.

તે સાંભળતાં માસ્તર સાહેબ કંઈક ગભરાયા. તેના મોં ઉપર થતા ફેરફાર ચાલાક વૃદ્ધ તરતજ સમજી ગયો. ખીસ્સામાંથી એકસોનો કરન્સી કડકો કાઢી, માસ્તરના હાથમાં દાબતાં કહેવા લાગ્યો, " આમાં ગભરાવા જેવું કંઇ નથી, એ કંઈ રજીસ્ટર પત્રો નથી, તેમજ આપણે તો ફક્ત વિરામપુરના સરનામે જતા કાગળોનીજ જરૂર છે. "

આહા !! લક્ષ્મિ ! લક્ષ્મિ ! તું શું નથી કરી શકતી ? મહાન સમર્થ મહારાજાઓને પણ તું નમાવે છે. તો આ સાધારણ પોસ્ટ માસ્તરનું શું ગજું ? માસ્તર કંઈક સંકોચ સાથે નોટને ખીસ્સામાં સેરવતા સેરવતા કહેવા લાગ્યા, ' કામ બહુજ જોખમ ભરેલું છે. કદાચ આ બાબત જાહેર થાય, તો મારે તો સાબ-રમતીની સેંટ્રલ જેલ જરૂર જોવી પડે આ તો ફક્ત આપનું મોં ન ઠેલાય તેટલા પૂરતુંજ હા કહેવું પડે છે.

બાકી આવું જોખમનું કામ હજાર રૂપીયા મળતાં પણ ન કરીએ. ” માસ્તર સાહેબ કંઈક ભાર મૂકતાં, વાક્ય ચાતુર્યનો પડદો ઉંચો કરવા લાગ્યા.

**પ્રાણપિશાચ**—તેની ચીંતા નહિ, તેજ કવરની કોપી મેં પ્રેસમાં તૈયાર કરાવી છે, વળી તેનેજ મળતા રાઇટીંગ હું કાઢી શકું છું, એટલે કાઇપણ રીતે અગવડ નડવાની નથી તમારા ઉપકારનો બદલો આટલેથીજ પૂરો થાય છે, એમ ન સમજશો. આ તો માત્ર પાન સોપારીજ છે. આપના ઉપકારનો બદલો જરૂર હું કોઇ સારે રસ્તે વાળી આપીશ.

પ્રાણપિશાચે હસ્તાં હસતાં માસ્તરનો હાથ મદમાં મૂકાવ્યો. વારૂ ! હવે ટાઈમ બહુ થયો છે, માટે રજા લઇશ, બીજું મારા લાયક કંઇ કામકાજ હોય તો કહેવરાવશો. એમ કહી આ વૃદ્ધ ખુરસીને બે હાથનાં સખત ટેકા દઈ ઉઠવાની તેયારીઓ કરવા લાગ્યો, પણ તાત્કાલીક સો રૂપીઆનો કરન્સી કડકો મેળવનાર માસ્તર સાહેબ વિવેક કરવામાં કયાં કાચા હતા ? તેમણે

પ્રાણુપિશાચને જતાં અટકાવી કહ્યું, " બેસો, બેસો, કાકા સાહેબ ! ચાહ તૈયાર થઈ છે. આ તાબેદારના ઘરનું પાસેર પાણી તો પીઓ. " આમ કહી નોકરને બૂમ મારી, તેની સાથેજ નોકર એક જર્મનસિલ્વરના ટાટમાં ચાહના બે કપ, તથા પાન સોપારી ગોઠવી હાજર થયો. આપણા વૃદ્ધ મહાશય પણ તેને ઈન્સાફ આપવામાં ચુકે તેમ નહોતા. તુરતજ ચાહના કપને ગટગટાવવા લાગ્યા. આખરે પાન સોપારી લઇ મનમાં લક્ષ્મીબાઇની તારીફ કરતા ચાલવા લાગ્યા. લક્ષ્મિ ! લક્ષ્મિ ! તારી તો બલિહારી છે. ખરેખર તું જળમાં પણ સ્થળ બનાવવાને ચૂકે નહિ, તારી માયાને પ્રતાપે મોટા મોટા પુરૂષો પણ લલચાય છે, તો આ ગરીબ બિચારા પોસ્ટ માસ્તરનું શું ગજું ? દીકરા ચંપક ! જોઉં છું, કે તું કેટલોક વખત મોજ માણી લે છે. આવી રીતની પ્રપંચ જાળ બીછાવનાર લક્ષ્મિના મદમાં છકેલો, બે વખતના સખત પ્રયત્નમાં નિષ્ફળ નીવડેલો પ્રાણુપિશાચ ત્રીજી વખતની જાળમાં ફાવવાની આશામાં તણાવા લાગ્યો. પાપની પ્રતિમા રૂપ મનુષ્યનાં હૃદય કેટલાં બધાં ઘાતકી હોય

છે ? પોતાનો સ્વાર્થ સાધવા જતાં બીજાની જીંદગી નષ્ટ થાય, તેની પણ દરકાર હોતી નથી. આવા નરકાધિકારીની છાયામાં ઉભા રહેવું, તે પણ પાપ છે, એમ માની આપણે પણ તેનાથી છુટા પડીએ, અને એક વખત પરમાર્થને માર્ગે વિચરનાર ચંપકને નિરખીએ.



# પ્રકરણ ૧૩ મું.

## પર્ણકુળાનો પત્ર.



મંદ મંદ પ્રભાત વાયુની લહરિઓથી નરક્ષેત્ર નગરના જન સમાજનાં હૃદયો પણ આનંદિત બની રહ્યાં હતાં. વ્યવહારિક કાર્ય કુશળતામાં નિમગ્ન બનેલા મનુષ્યો પોતપોતાના કાર્યની ચીંતા કરતા આમથી તેમ ઉતાવળે પગલે જતા નજરે પડતા હતા, ત્યારે કેટલાક સુખી શ્રીમંત શેઠીઆઓ ટી પાર્ટીના કામમાં મશગુલ બની ગપાષ્ટકનાં નકામાં પુરાણો વાંચી વખત વ્યતિત કરી રહ્યા હતા. તેજ શ્રીમંતોના અનાજથી પોષાતા ગરીબ નોકર વર્ગ પેઢીઓની ચાવીઓનાં ઝુમખાં ખીસ્સામાં નાખી અર્ધામણ વજનના ચોપડાનું પોટલું બગલમાં મારી કંઇક ધ્રૂજતે અંગે દુકાન તરફ જઇ રહ્યા હતા. પ્રાતઃકર્મથી પરવારી આપણો ચંપકશાહ પણ કેટલાંક

કામકાજનાં કાગળીયાંઓ કોટના ખીસ્સામાં મૂકી દુકાન તરફ જવાની તૈયારી કરતાં કરતાં, કેટલાંક ઘર કામકાજ સંબંધી સૂચનાઓ પોતાની વયોવૃદ્ધ માતાને આપી દુકાન તરફ જવા નીકળ્યો. જોતજોતામાં દુકાન પર આવી પહોંચ્યો, કેટલીક વાર વિચારના તરંગોમાં તણાયા બાદ, નોકરને સંબોધી કહેવા લાગ્યો, " કેમ ભાઇ ! હજુ ટપાલ તો નહિ આવી હોય ?

નોકર—સાહેબ ! આજકાલ તો ટપાલનું ઠેકાણુંજ નથી, આજ કેટલાક દિવસથી મુંબઇમાં તો પોસ્ટ ડિપાર્ટમેન્ટના માણસોએ હડતાળ પાડી છે. તેની અસર અહીં પણ લાગી છે. ત્રણ દિવસથી પોષ્ટમેનોએ કામ કરવું બંધ કર્યું છે. કેટલાક કચેરીના કલાર્કોની મદદથી બિચારા પોષ્ટના કલાર્કોએ ડિલીવરી કરવાનું કામ તો ચાલુ રાખ્યું છે, પણ જોઇએ તેવો સવડ તો નહિજ ને ? આમ બંને વચ્ચે વાતચિત ચાલી રહી છે. ત્યાં તો એક પોષ્ટખાતાનો નોકર હાથમાં, કેટલાક કાગળોના થોકડા સહિત ચંપકશાહની દુકાન પર આવ્યો, હાથમાંના

કાગળ ઉંચા નીચા ફેરવી, ચંપકશાહના કાગળો દુકાન પર મૂકી આગળ ચાલવા લાગ્યો. ચંપકશાહે પણ એક પછી એક કાગળો વાંચી ગાદી નીચે દાબવા માંડ્યા. પણ આ શું ? સફેદ રંગના કવરની અંદરના કાગળને ઉથલાવી ઉથલાવી ત્રણ વખત વાંચ્યો, છતાં પણ મન તૃપ્ત ન થતું હોય તેમ, ચોથી વખત વાંચવા લાગ્યો. આ વખતે તેનાં કમળની પાંખડી સમાન વિશાળ નેત્રોમાંથી પ્રેમનાં અશ્રુ ટપકી રહ્યાં હતાં. મારા વ્હાલા વાંચકો આ પત્ર બીજા કોઇનો નહિ, પણ આપણી પૂર્વ પરિચીત વિરામપુરવાસી પવિત્ર પૂર્ણકળાના હાથનોજ હતો, અને તેમાં નીચે પ્રમાણે હતું.

મુ. નરક્ષેત્ર.

પરમ સ્નેહી ધર્મ બંધુ વ્હાલા ચંપક ! ઘણો વખત થયો છતાં આપના તરફથી કુશળતાનો પત્ર નથી, તેથી સમજાય છે, કે કદાચ આપ મને વિસરી ગયા હશો, પરંતુ તેમ ન કરશો. આપના કુશળ સમાચાર મળતાં કંઈ વિશેષજ આનંદ મળશે. ઉપડતી ગાડી

વખતે તમારાજ કહેલા શબ્દો યાદ કરી, એકાદ વખત તમારી ધર્મ ભગિની તરફ દ્રષ્ટિ કરશો ? ધર્મ બંધુ તરિકેનું ગૌરવ તો જરૂર લક્ષ બહાર તો નહિજ હોય ? બંધુ શબ્દ વાપરતાં પણ હૃદય હર્ષિત બને છે. આપ નાં દર્શન ક્યારે થશે ? હું તો ધારૂં છું, કે થોડાજ સમયમાં આપ આ ગરીબ બ્હેનની ખબર લેશો. જુદાઈ ના દુઃખમાં ઝુરતી બ્હેનને વધારે દુઃખી નહિજ કરો. તમારૂં પ્રેમાળ અને કોમળ હૃદય આટલું બધું વજ્ર સમાન શાથી બન્યું તે સમજાતું નથી. વધારે શું લખું ? પણ એટલું તો જરૂર લખીશ, કે હું તમોને મારા જીવ થી પણ અધિક સમજું છું. પત્રના પ્રત્યુત્તરમાં આપના આગમનના સમાચાર જરૂર મળશે, એવી આશા સહિત આ પત્રને પૂરો કરૂં છું.

લી. આપની

ધર્મ ભગિની

પૂર્ણા.

આ પત્રનો પ્રત્યુત્તર તરત લખી નાખવો ઉત્તમ

ધારી ચંપક એક પત્ર લખવા બેઠો. તે નીચે પ્રમાણે લખ્યો:—

મુ. વિરામપુર.

ગંગાના પ્રવાહસમ પવિત્ર હૃદયવાળી ધર્મભગિની પૂર્ણકળા,

તમારો પત્ર મળ્યો. મળતાં જે આનંદ પ્રાપ્ત થયો, તેનું વર્ણન કેવી રીતે કરવું તે સમજાતુ નથી. આટલો બધો આનંદ શા માટે ? તે હું પોતે પણ સમજી શકતો નથી. તમારા પ્રત્યેક પ્રેમાળ શબ્દો એક બે અને ત્રણ વખત વાંચ્યા, છતાં નેત્રો તૃપ્ત ન થયાં, પરંતુ વિશેષ ઉન્મત્ત બન્યાં. કેટલા જન્મના આવા વિયોગી સંસ્કાર લખાયા હશે તે પણ સમજાતું નથી. તમોએ લખ્યું છે, કે હું તમોને જીવથી પણ વિશેષ સમજું છું. તે શબ્દ રૂપી અમૃતનું પાન કરતાં તૃષાતુર હૃદય તૃપ્ત થતું નથી. પવિત્ર પ્રેમની મૂર્તિ તમને ભગિની કહું, કે માતા ? ક્યા સંબોધનથી સંબોધું ? તમારી મારા પ્રત્યેની લાગણીઓ, મારા પ્રત્યેનો નિર્વિકારી પ્રેમ નિરખતાં આનંદથી પ્રફુલ્લિત થઇ આ પત્ર લખી રહ્યો

છું. તમારો પ્રેમ નિઃસ્વાર્થી, ઇચ્છારહિત, પવિત્ર, નિર્વિકારી છતાં, અપાર છે. જગતનાં સર્વ તિર્થો કરી મેળવેલા પણ્ય કરતાં પણ વિશેષ આપનો પવિત્ર પ્રેમ સમજું છું. ધર્મ ભગિની ! તમારા પવિત્ર પ્રેમના પ્રવાહમાં તણાતાં આ પવિત્ર પત્રને પૂરો કરૂં છું. બનતી કોશીશે થોડા સમયમાં પવિત્ર શક્તિના દર્શનાર્થે આવવા ઈચ્છા રાખું છું. લી.

ધર્મ બંધુ

ચંપક

પત્રને પૂરો કરી કવરમાં બીડી નોકરને પોસ્ટમાં નાખવા મોકલ્યો. ચંપકશાહ પવિત્ર પ્રેમપ્રવાહમાં તણાતો કંઇક મન સાથે ગણગણવા લાગ્યો. આણી તરફ નોકરે પોસ્ટમાં નાખેલો પત્ર ઇંડીયન કરન્સી કડકાના પ્રેસમાં દબાયેલા પોસ્ટ માસ્તર સાહેબના હાથમાં આવતાંજ પોસ્ટમેનોની નજર ચૂકાવી ખીસ્સામાં મૂકયો. થોડીજ વારમાં પ્રાણપિશાચના મકાન પર પહોંચતો કર્યો. બાર વર્ષના યુદ્ધ પછી વિજય પ્રાપ્ત થનાર રાજાના મનમાં

જે આનંદ થાય, તેના કરતાં પણ અધિક આનંદ આ વખતે પાપી પ્રાણપિશાચના રહદયમાં થઇ રહ્યો હતો. હવે તેણે પોતાનું પોત પ્રકાશવા માંડ્યું એક પત્ર લખી તેજ કવરને ચાલાકીથી ખોલી તેમાંના પત્રને કાઢી લઇ, નવિન પત્ર નાખતાં ચારે તરફ દ્રષ્ટિ ફેરવવા લાગ્યો. તે પત્ર નીચે પ્રમાણે હતો.

મુ. વિરામપુર.

વ્હાલી રહદય વલ્લભા ! તારો પત્ર મળ્યો. તું લખે છે, કે મારા પતિને મેં એક ઘેટા સમાન બનાવી દીધો છે. હૃદયદેવી તે ખરેખર સાચુજ હશે, પરંતુ બહુ સાવચેત રહેજે, મારા પત્રને વાંચી તરતજ સળગતી સગડીને સ્વાધીન કરજે તારૂં પ્રેમાળ મુખડું દુર થતાં મારૂં હૃદય તલસી રહ્યું છે. કદાચ તને પણ તેમજ થતું હશે, પરંતુ મારા ત્યાં આવવાથી તને કંઇ સંકટ આવી પડે તેમ ધારી ત્યાં આવ્યો નથી, હવે તો એકજ ઇલાજ છે, તારા સૂચવ્યા પ્રમાણે થોડાજ વખતમાં મીઠું પોઇઝન મોકલી આપીશ તેથી તારા નિર્માલ્ય પતિનો અંત બહુંજ જલદીથી આવશે. પછીથી મારા મન મંદિરમાં

બંધાએલા પ્રેમ હિંચોળે હિંચવા તને કોણ અટકાવી શકનાર છે ? એજ.

લી.

તારા ઉછરતા યૌવન બગીચાના પ્રેમપુષ્પોનો ભોગી

ચંપક.








# પ્રકરણ ૧૪ મું.

## અન્નપૂર્ણાના ઉદગાર.



આજે મહા સૂદી પૂર્ણીમાનો ચંદ્ર આકાશમાં પૂર્ણ કળાથી પ્રકાશી રહયો હતો, મધ્ય રાત્રિનો સમય થઇ ચૂકયો હતો, દુધના ફીણ સમાન શ્વેત ચાંદની વડે પ્રકૃતિ દેવી કંઇક અધિક સૌંદર્યવતિ દેખાતી હતી. પવિત્ર નર્મદા કિનારાના વન પ્રદેશનાં પુષ્પોને સ્પર્શ કરી સુગંધિત મંદ મંદ વાયુની લહરીઓ ચારે દિશાએ પ્રસરી રહી હતી. સર્વ સ્થળે શાંતિદેવિએ પોતાનો પછેડો પાથરી આનંદમય રાત્રિને કંઈક અધિક આનંદમય બનાવી હતી. પવિત્ર નર્મદાના વારિપ્રવાહનો મધુરો ખળખળ થતો નાદ કંઈક શાંતિનો ભંગ કરી રહયો હતો. અન્નપૂર્ણા હજુ પણ જાગૃત સ્થિતીમાંજ મકાનની ગચ્ચીમાં બેસી નિર્મળ શિતળતા વર્ષાવતા ચંદ્રદેવનું અવલોકન કરતી કંઈક વિચાર કરી

રહી હતી, તેની શોકિત મુખમૂદ્રા ઉપર ક્ષણે ક્ષણે નવિન ભાવો તરી આવતા હતા. કેટલોક વખત આ પ્રમાણે વિચારો કરી કંટાળી આખરે એક બંદુકની નળીમાંથી નીકળતી ગોળીની માફક સન્નાટાબંધ અંદરના ખંડમાં જઈ બિછાના ઉપર આડી પડી, ઉંડા નિશ્વાસો મૂકી મોં ઉપર ચાદરનો છેડો નાખ્યો. હજુ પણ તેના માનસિક વિચારો ચાલીજ રહ્યા હતા. ચંપક ! વ્હાલા ચંપક ! શું તમે વિસરી જશો ? હું તમોને મારા હૃદય મંદિર ના દેવ તરિકે તો સ્થાપિ ચૂકી છું ત્યારે શું ? કોઇ નવિન પુષ્પ ઉપર તો ભ્રમર નહિ ગુંજારવ કરતો હોય ! શું ? પુરૂષોનાં હૃદય તેવાંજ હશે ? નહિ ! અન્નપૂર્ણા તારી ભૂલજ થાય છે. તું ગાંડી છે, તે બિચારો શું કરે ? પ્રથમ પત્ર બહુધાપુરીમાં પિતાજી ઉપર પણ તેણે લખ્યો હતો, પણ તેનો પ્રત્યુત્તર પિતા તરફથી તેને નિરાશામાંજ મળ્યો હતો. કદાચ તેથી તો ખોટું નહિ લાગ્યું હોય ? નહિ ! ગાંડા મન આવા ગાંડા વિચારો શા માટે કરે છે ? તેમ કરે તેવા અજ્ઞાની તે છેજ નહિ. ત્યારે મારે હવે શું કરવું ? બસ ! એજ છેલ્લો રસ્તો ઈશ્વરે મારા

માટે આત્મહત્યાનોજ નિર્માણ કર્યો હશે ? પણ તેમ કરવાથી તે સાત જન્મ તેવાજ કાઢવા પડે, આવા વિચાર વમળે ચઢેલી ખીલતી પુષ્પકળી સમાન અન્નપૂર્ણા ના નેત્રામાંથી નીકળેલા જળપ્રવાહથી ચાદરનો છેડો પણ ભીંજાઈ ગયો. આહા ! પ્રેમ ! પ્રેમ ! તારી પ્રતિમાજ તેવી છે. તારા પાસમાં સપડાયેલા પ્રાણીની કેવી ભયંકર દશા ! આવા સુકોમળ ખીલતા કમળસમ હૃદય પર વિચાર રૂપી વજ્રપ્રહાર થતાં કુમળું હૃદય ચૂર્ણ વિચૂર્ણ થાય છે. કેટલીક વારના વિચારોને અંતે અન્નપૂર્ણા કંઇક નિશ્ચય પર આવી હોય તેમ બિછાનામાંથી ઉભી થઈ, દીવાની મંદ જ્યોતિને કંઇક વધુ તેજસ્વી કરી એક કાગળ લખવા બેઠી.

વ્હાલા પ્રાણનાથ,

હૃદય ઉદ્વેગથી આપને કયું સંબોધન આપું તે સમજાતું નથી, છતાં વ્હાલા પ્રાણનાથનું સંબોધન વાપરી પત્રની શરૂઆત કરૂં છું, કેટલીક મુદત પહેલાં આપના કોમળ હસ્તથી લખાએલો એક કાગળ આવ્યો હતો, તે મધ્યે આપે કંકપુરની પવિત્ર ગોમતિ તિરે કરેલી

પ્રતિજ્ઞાનું પાલન કરવા સૂચવ્યું હતું. પ્રથમથી આપના ચરણોમાં અર્પણ થએલા હૃદયે આપના પત્રને શિરોમાન્ય ગણી આજ સુધી તો તે પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે, પરંતુ હવે ધીરજ નથી રહેતી. આપ આ ચરણ સેવિકાની ખબર થોડા વખતમાં નહિ લો, તો માનસિક પ્રતિજ્ઞાનું પાલન થશે, કે કેમ તેની શંકા છે. વ્હાલા! એ પણ નક્કી માનજો કે આ પ્રતિજ્ઞા અન્ય માર્ગે તો નહિજ તૂટે, પણ આ અમર આત્મા શરીરનો ત્યાગ કરી આ અસાર સંસારથી વિમૂખ થઇ, ઇશ્વરના દરબારમાં જઈ ફરીથી આપનીજ માગણી કરશે. વ્હાલા! કસાઇના આંગણેથી ગાય છોડાવવાનું પુંન્ય કેમ નથી લેતા? શું તમોને મારા પ્રત્યે એટલી પણ દયા નથી? હું ધારૂં છું કે આ દુઃખી હૃદયમાં આપના પત્ર રૂપી અમૃત સીંચી જરૂર આશા રૂપી દોરી આપી સુખી કરશો.

લી,

આપની ચર્ણસેવાની અભિલાષીની

અન્નપૂર્ણા.

પત્રને પૂરો કરી એક કવરમાં પેક કરી, પોતાના બિછાના નીચે દાબી બિછાનામાં આડી પડી, પરંતુ નિદ્રાદેવીએ પણ પૂરો અસહકાર કર્યો હોય તેમ લાગતું હતું. રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થઇને ચતુર્થ પ્રહર પણ બેસી ચૂકયો હતો. આ વખતે અન્નપૂર્ણાનાં નેત્રો કંઇક ભારે થયાં, અને થોડીવાર માટે નિદ્રાદેવીએ કંઇક આશરો આપ્યો; પરંતુ દુઃખી જીવાત્માઓને નિદ્રામાં પણ સુખ પ્રાપ્ત નજ થઇ શકે, અત્યારે અન્નપૂર્ણા પણ કંઈક સ્વપ્ન જંજાળમાં જકડાએલી જણાતી હતી. કેટલીક વાર તે પોતાના બે હાથ પહોળા કરી, કોઇને ભેટવા જતી હોય તેમ તો કેટલીક વાર તેના તરફ તિરસ્કારથી નાકનું ટેરવું ચઢાવી, કંઈક ઠપકો આપતી હોય તેવા ભાવો તેની આકૃતિ પરથી દેખાતા હતા. આખરે તે સ્વપ્નાવસ્થામાં બડબડી ઉઠી, “ વ્હાલા ! ન જશો ! ન જશો ! આવા નિર્દય ન થશો ! શું આપને આ દિન કિંકરીની દયા નથી આવતી ? પ્રાણેશ ! જૂઓ ? મારા આપ્તજનો મને ખાડામાં ધકેલવા તૈયાર થયા છે. નાથ! બચાવો? હું આપને શરણે આવી છું. આટલામાં

વળી કંઈક નવિન ભાસ થયો. તે એકદમ ચમકી ને પથારીમાં બેઠી થઇ, ગભરાએલી, ગભરાએલી, ચારે તરફ જોવા લાગી, પણ પાંચજ મિનીટ પહેલાંની દષ્ય વસ્તુઓ અદ્રષ્ય થઇ. તેમાંનું કંઇજ નહોતું. આ તો પત્ર લખતાં કરેલા વિચારોનુંજ પરિણામ હતું, કેટલીક વાર તે સ્વપ્નાના વિચારમાં નિમગ્ન બનેલી જાગૃતિનું ભાન આવતાં, દંતધાવન કરી પ્રાતઃકર્મમાં ગુંથાઇ તેમાં ખલેલ ન નાખતાં વાંચક ચાલ આપણે એક વખત વિરામપુરમાં વસતા મદનચંદ્રને નિહાળીએ.



# પ્રકરણ ૧૫ મું.

## પૂર્ણકળાનો તિરસ્કાર.

વિચારી મન હું જોતો, દીસે છે સ્વાર્થની દુનિયા;
સ્વજન વ્હાલા વળી મિત્રો, ખરેખર સ્વાર્થથી ભરીયા.
હશે લક્ષ્મિ અરે પાસે, બધાં મુજ પાસ રહેવાનાં;
દશા પડતી થતાં મારી, સર્વ તે દુર થાવાનાં.
હશે કોઈ હજારોમાં, કદી પણ સંગ ન ત્યાગે;
ખરેખર પ્રેમ છે તેમાં, ચીમન એ પ્રેમને માગે.




જે કેટલોક વખત થયાં મદનચંદ્રનું મન ઉદાસ રહ્યા કરે છે, તેનું કારણ પૂર્ણકળા પણ સમજી શકતી નથી. પોતાના પ્રિયતમની આવી કઢંગી સ્થિતી જોઈ, પૂર્ણકળા પણ દુઃખદ અવસ્થામાંજ દિવસો કાઢતી હતી; પરંતુ આજે તો કંઈક પ્રશ્ન પુછી તેમના

મનનો ખરો ખુલાસો લેવો, એવા વિચારથી પૂર્ણકળા ભોજનાદિક ઘર કામકાજથી પરવારી, મંદ સ્મિત કરતી મદનચંદ્ર સન્મુખ આવી કહેવા લાગી. “ નાથ ! આ આપની દાસીના એ શબ્દો સાંભળશો ? ” મદનચંદ્રે તે તરફ બિલકુલ લક્ષ ન આપતાં, નીચીજ દૃષ્ટિ રાખી હતી. કેટલીક વાર સુધી પ્રશ્નના ઉત્તરની અભિલાષામાં તણાતી પૂર્ણકળા પુનઃ એના એજ શબ્દો ઉચરી. “ પ્રાણેશ ! આજકાલ કેટલાક દિવસથી આપનું મન કંઇક વિશેષ વિચારોમાં ગુંથાએલું હોય તેમ જણાય છે. શું ? દાસીનો તો કંઈ અપરાધ થયો નથી ને ? પ્રિયતમ ! આપની ઉદાસ વૃત્તિઓ જોતાં મારા હૃદયમાં કંઇક વિશેષ દુઃખ થાય છે. આપ એવી કઇ મનોસૃષ્ટિમાં વિચરી રહ્યા છો, કે આપનું સુંદર મુખકમળ દિન પ્રતિદિન કરમાતું જાય છે. ” આટલું બોલતાં પૂર્ણકળાનાં નેત્રો કંઇક જળમય દેખાવા લાગ્યાં.

અત્યારસુધી ગંભીર મુખમુદ્રા રાખી બેસી રહેલો મદનચંદ્ર કંઈક કરડાકીમાંજ બોલ્યો, આર્યવર્તની કુલટાએ:

ના કૃત્રિમ પ્રેમવાળા શબ્દો, તેજ તેમનું રહસ્ય છે. રણસંગ્રામમાં મહાન યોદ્ધાઓને સંહારનારી તરવાર રૂપી શક્તિ કરતાં પણ વિશેષ કામ કુલટાઓના મધુર શબ્દો કરી શકે છે, તેજ વિચારો મારા મનમાં ઘોળાયા કરે છે.

**પૂર્ણકળા**:—વ્હાલા ! આવા નકામા વિચારો આપને લાવવાનું શું કારણ ?

**મદનચંદ્ર**—કારણ ? મારાં સતિશિરોમણી, તમે ન સમજ્યાં ? કારણ તો તમારૂં મંગાવેલું મીઠું પૉઇઝન.

**પૂર્ણકળા**—પ્રાણેશ ! આજે આપ આ શું કહો છો ? તે હું સમજી શકતી નથી. મીઠું પૉઈઝન શું ? વળી મંગાવેલું શું ? આ તે કેવા પ્રકારની વાત ?

**મદનચંદ્ર**—શાનું સમજાય ? પૂર્ણા ! તને તો નહિજ સમજાય ! આર્ય સંસારની લલનાઓનો તો એ જન્મ સિદ્ધ હક છે, કે ગમે તેવાં કુકર્મો કરે, છતાં ઉપરથી પવિત્રપણું બતાવવા નહિજ ચૂકે. કુલાંગાર સ્ત્રીઓના મુખમાં કૃત્રિમ અમૃત હંમેશાં ભરેલુંજ હોય છે, અને

તેથીજ તેના ભોળા હૃદયના ભરથારો ભયંકર ભૂલમાં સપડાય છે.

**પૂર્ણકળા**—મ્હારા હૃદય વિશ્રામ ! આવા માર્મિક શબ્દો કહી, બળતા હૃદયને ન બાળો. આ આપની દાસી તે ભૂલને પાત્ર થઇ નથી, તેમ થશે પણ નહિ.

**મદનચંદ્ર**—ચૂપ ! પવિત્રતાની પૂતળી, તારી પવિત્રતા હું પૂર્ણપણે જાણી ચૂકયો છું. પતિને મિઠું પોઈઝન આપી. પરલોકે પહોંચાડવા કરતાં વિશેષ પવિત્રતા કઈ વસ્તુમાં સમાએલી છે ? કહે ? કહે ? ઉપરથી મનોહર દેખાતી રંડા, તારા હૃદયનો વિશ્રામ હું કે તે ?

**પૂર્ણકળા**—નાથ ! આ તે કેવો ભ્રમ. કોઇ દુષ્ટે આપને ભરમાવ્યા હોય તેમ જણાય છે, નહિ તો આપની પવિત્ર બુદ્ધિમાં એકાએક આટલો ફેર પડેજ નહિ. આવા ભ્રષ્ટ વિચારો આપને કદાપિ આવેજ નહિ.

**મદનચંદ્ર**—ચૂપ વ્યભિચારિણી ? ભ્રષ્ટ વિચારો મારા છે કે તારા તે હમણાંજ જણાશે. ક્રોધના આવેશમાં

મદનચંદ્રે કોટના ખિસ્સામાં કેટલાક દિવસથી રાખી મૂકેલો પત્ર કાઢી, પૂર્ણકળા ઉપર ફેંકતાં કહેવા લાગ્યો. જો ? કળિયુગની કૃત્રિમ સતિ, આથી વિશેષ પરાવો જોઇએ છીએ ? દુષ્ટ મનુષ્યો પોતાનાં દુષણો છુપાવવા ને હજારો પ્રયત્નો કરે, પણ આખરે નજ છુપાય. કુલટા તને તો હજુ પણ નહિજ સમજાતું હોય કેમ ? પત્રને પૂર્ણ રીતે નિહાળી પૂર્ણકળા કંઈક ગુસ્સાથી કંપતે અંગેજ કહેવા લાગી નાથ ! આપની ભયંકર ભૂલ થાય છે. આ તે કોઈ દુષ્ટ હૃદયના પુરૂષનું રચેલું કાવત્રું જણાય છે. મ્હારા ધર્મબંધુ, કે જેણે મને બબ્બે વખત ભયંકર મો.ના મુખમાંથી બચાવી, મારા ધર્મનું રક્ષણ કરનાર, તેના હસ્તાક્ષર આ હોયજ નહિ. મને તો લાગે છે, કે આ કાવત્રામાં બે વખતની બહાદુરીમાં ન ફાવનાર આપના વડિલનો હાથ જરૂર હોવો જોઇએ. વ્હાલા ! વિચારો ! બે વખત આપની રૂબરૂ કસોટીમાં કસાએલા કુંદનને પિત્તળની ઉપમા આપતાં આખરે આપનેજ પસ્તાવું પડશે. આપની દાસી સત્યને ખાતર પ્રાણની પણ દરકાર નહિજ કરે. નાથ ! એક બનાવટી પત્ર ઉપર

વિશ્વાસ રાખી, મારા જેવી અબળાના આત્માને દુભાવવો તે ઠીક ન કહેવાય, હજુ પણ આગળ બોલવાનો પ્રયત્ન પૂર્ણકળા કરતી હતી, પણ ગુસ્સાના આવેશમાં આવેલા મદનચંદ્રે એક લાતના પ્રહારથી નિર્દોષ અબળાને દૂર કરતાં બોલવા માંડયું, “ચૂપ, ચાંડાળણી! તારાં કૃત્યો ઢાંકવાને તું ગમે તેટલા પ્રયત્નો કરીશ, પણ નિષ્ફળ છે. એક વખતની નિર્દોષતાને આગળ આણી પોતાની અનિષ્ટ ઇચ્છાઓને તૃપ્ત કરનાર પાપિષ્ટ લલના તારા પાપનો ઘડો પૂર્ણપણે ભરાઈ ચૂકયો છે. બસ દૂર થા! તારૂં શ્યામ મૂખ જોવા હું નથી ઇચ્છતો.” આટલું બોલી મદનચંદ્ર ગુસ્સાના આવેશમાંજ ઉઠી, માળ ઉપર જઈ બિછાવેલા પલંગ પર આડો પડી વિચાર સાગરમાં તણાવા લાગ્યો.

આ તરફ અસહ્ય દુઃખના બોજામાં દબાયેલી પૂર્ણકળા, કેટલાક વિચારોને અંતે એક પત્ર લખવા બેઠી.

મુ નરક્ષેત્ર.

વ્હાલા ભાઇ,

આ પત્રને વાંચી ઉદાસ ન થશો. આ પત્ર લખતાં મારા હાથમાંની કલમ પણ થરથરી રહી છે. ભાઈ! મારા વૃદ્ધ સસરાના કેટલાક પ્રપંચી પત્રોએ, મારા ભોળા પતિના મન પર કંઈ જુદીજ અસર કરી છે. તમારા અને મારા વચ્ચે વહેતા વિશુદ્ધ, પવિત્ર પ્રેમના પ્રવાહને તેમણે અન્ય સ્વરૂપે જાણી, આજે આ કર્મહિન અબળા નો તિરસ્કાર કર્યો છે, તેમજ મારા કાચા કાનના ભોળા પતિએ, તમારા કરેલા ઉપકારોનો અર્થ અન્ય માર્ગેજ કર્યો છે. વ્હાલા ભાઇ! આ પત્ર આપને મળશે, તે પહેલાં તો તમારી દુઃખી બહેન સૂવર્ણપુરમાં વસતા સહોદરના ટુકડાઓની આશ્રિત બની ચૂકી હશે મારા પિશાચ રૂપ સસરાએ તેની પાપ જાળ પાથરી, આગળ ના અપમાનનું વેર પરિપૂર્ણ રીતે લીધું છે. હવે પતિ મિલન પ્રભુને હાથ છે, વધારે લખી તમારા દુઃખી હૃદયને વધારે દુઃખી નહિજ કરૂં. પત્રનો પ્રત્યુત્તર સૂવર્ણપુર આપવા તસ્દી લેશો, એવી આશામાંજ પત્રને પૂરો કરૂં છું.

લી.

પૂણ્યહિન પૂર્ણકળાના પ્રણામ.

પત્ર પૂરો કરી, સવારની ગાડીમાં સૂવર્ણપુર જવાનો મન સાથે નિશ્ચય કરી, શોકિત હૃદયે એક વિનતી પત્ર પોતાના પતિદેવ ઉપર લખવા બેઠી.

પ્રાણેશ,

આપે ક્રોધના આવેશમાં કરેલા હૂકમને, શિરોમાન્ય ગણી, તમારા ચર્ણની રજ સેવન કરનારી દાસી, આ ચિઠ્ઠી આપને મળતા પહેલાં સૂવર્ણપુરને માર્ગે સિધાવી ચૂકી હશે નાથ! હું નિરઅપરાધી છું, છતાં આપે અપરાધિ બનાવી વિના કારણ તિરસ્કાર કર્યો, તે દોષ મારા ભાગ્યનોજ છે. વ્હાલા! જતાં જતાં પણ આ દાસીની એજ વિનતી છે, કે પ્રભુ આપનું કલ્યાણ કરે. તેજ સર્વેશ્વર મારી નિર્દોષતા સિદ્ધ કરી, આપની સેવામાં આ દાસિને સત્વરજ હાજર કરશે.

લી.

આપના સુકોમળ હૃદયને દુઃખ રૂપ થએલી આપની દાસી પૂર્ણકળા.

ચિઠ્ઠીને એક કવરમાં બીડી ટેબલ પર મૂકી, જમીન ઉપરજ રાત્રિ વ્યતિત કરી. સુર્યોદય પહેલાં તો પૂર્ણકળાએ સ્ટેશનનો રસ્તો લીધો.

# પ્રકરણ ૧૬ મું.

## અન્નપૂર્ણાનો એકાંતવાસ.



ન્નપૂર્ણા કેટલાક દિવસથી સંસારના ઝેરી વાતાવરણથી બિલકુલ કંટાળેલી, આત્માની અનિર્વચનિય શાન્તિ ખોળતી, આજે પણ અમરાપુરીના પોતાના એકાંત ઓરડામાં એકલીજ હતી. સાંસારિક શ્રીમંતાઇને તિલાંજલી આપી, હાથથી કંતાએલી શુદ્ધ ખાદીની, શ્વેત સાડી ધારણ કરી હતી. પોતાની જાતનું સર્વ કામ પોતેજ કરવું, એવા નિશ્ચય પર આવેલી અન્નપૂર્ણાએ, પોતાના એકાંત ઓરડામાં કોઇ આપ્તજન સરખાને, પણ રાખ્યાં નહોતાં તેનું ધ્યેય માત્ર તેણે મનથી માનેલા પ્રિયતમ ચંપકમાંજ હતું. આજે જમી પરવારી, બપોરના વખતે પોતાના એકાંત વાસમાં પથારીમાં અર્ધ સુનેલી, હાથ પર ગરદન ટેકવી,

શરીરનો અર્ધ ભાગ પથારીથી ઉંચો રાખી, એની એજ માનસિક સૃષ્ટિમાં ઝૂરી રહી હતી. વાંચક ! તારાથી કયાં અજાણ્યું છે, કે પ્રેમ પ્રવાહમાં તણાતા પ્રાણીઓની કેવી સ્થિતી થાય છે. અત્યારે અન્નપૂર્ણા પણ રાજકવિ કલાપિની ઉક્તિનુંજ સ્મરણું કરતી હતી, અને વચ્ચે વચ્ચે કંઈક બબડી ઉઠતી. “ રાજ્યકુળમાં ઉત્પન્ન થએલા રાજસિ વાતાવરણમાં ઉછરેલા, વિલાસી સૃષ્ટિના વિહારિ, આ અનૂભવ તને કયાં થયો હશે ? વળી કંઈક વિચાર કરી એનાં એજ વાકયો ફરી બબડવા લાગી.

“ રોઈ રોઇ રવિ ઉદયને, અસ્ત તેના નિહાળ્યા;
રોઇ રોઇ શશિ ઉદયને, અસ્ત તેનાજ ભાળ્યા.
લાગ્યો જેને પ્રણય તણખો, આમ છે ઝૂરવાનું;
સર્વાંગે એ અનલ ભડકે, આમ છે દાઝવાનું.

( કલાપિ )

આમ બબડતી, વળી પોતાની જાતને દોષ દેતી હોય તેમ કહેવા લાગી, આખા વિશ્વનું પાલન કરનાર, વિષ્ણુ ભગવાને તો દુનિયામાં સુખજ સરજ્યું છે મનુષ્ય શા

માટે પોતાની મેળેજ, પોતાની મનોમય દુઃખસૃષ્ટિ બાંધતો હશે ? હે જગતકર્તા ક્ષમા કરજે ! તારા પ્રેમમાં ચિત્ત ને ચોંટાડવા ઘણી મથું છું, પણ નથી ચોટતું, એ પણ મારા પૂર્વના કોઈ પ્રબળ પાપનો વિપાક હોવો જોઇએ. આટલું બોલી તે એકદમ ઉભી થઇ. સામેના ખુણામાં પડેલી ટંકને ખોલી તેના પ્રિયતમ ચંપકની છબી લઈ, પાછી પથારીમાં આવી કંઇક તેને કહેતી હોય તેમ બોલવા લાગી. ચંપક ! ચંપક ! તને વિસરવાના અનેક પ્રયત્નો કર્યા, છતાં તે નિષ્ફળ નિવડ્યા તો હવે મારે શું સમજવું ? આર્ય સંસારના કુધારાની મજબુત સાંકળો તોડવાની સત્તા તારા કે મારા કોઈના હાથમાં છેજ નહિ, તો પછી તું મારો કેવી રીતે થઈ શકીશ. અરે ! મારૂં મન તો તને મારો પોતાનોજ માને છે, તો પછી શા માટે આવી આર્ય કુધારાની સાંકળને હું ન તોડું ? આમ કેટલાક વિચારોને અંતે ઉન્માદમાં આવેલી અન્નપૂર્ણાએ એક વખત હાથમાંની છબી છાતી સરસી ચાંપી, વળી તે એવીજ સ્થિતીમાં બબડવા લાગી.

" મનુષ્યનું હૃદય કોઈપણ વસ્તુ ઉપર વધારે આકર્ષાય

છે, ત્યારે તે વસ્તુ તેનાથી વધારે દૂર જાય છે." વળી તે હાથમાંની નિર્જીવ છબીને સંબોધી કહેવા લાગી, "કહો ! કહો ! નાથ એક વખત તો કહો કે, અન્નપૂર્ણા તું મારી છે, વ્હાલા ! શું નહિજ બોલો ?" વળી કંઈક ભાન આવતાં ઉન્માદગ્રસ્ત બનેલા મનને સંબોધવા લાગી. "અરેરે ! તું પણ મૂર્ખ બન્યું ? શુ નિર્જીવ વસ્તુને વાચા થશે ? શું મારા પતિ દેવની પવિત્ર પ્રતિમા મને જવાબ આપશે ? નહિજ આપે." આ જાતની મનોસૃષ્ટિમાંથી મૂક્ત થતાં, અન્નપૂર્ણાએ પોતાના હાથમાંની છબીને એક સફેદ રેશમી મલમલનાં ટુકડામાં લપેટી તેની તેજ ટ્રંકમાં પાછી મૂકી. વળી પાસેના ટેબલ ઉપર પડેલું ભગવદ્ગીતાનું પુસ્તક લઇ, તેનાં પાનાં ઉપરા છાપરી ફેરવવા લાગી, પણ અશાન્ત હૃદયમાં શાન્તિ નજ આવી. આખરે પાછું તેને ટેબલ ઉપર મૂકી અન્નપૂર્ણા આમથી તેમ આંટા મારવા લાગી. કેટલીક વારે ઓરડાનું બંધ બારણું ઉઘડયું, અને એક તેર વર્ષની કુમારિકા અંદર દાખલ થઇ, તેને જોતાંજ અન્નપૂર્ણા બોલી ઉઠી, "ઈંદુકળા ઘણા દિવસે દેખાઇ !

**ઇન્દુકળા**—અનુ બ્હેન ! જૂઓને ઘર કામમાંથી હું તો નવરી થતીજ નથી. પણ આજે તો એમજ થયું કે અનુ બેનને મળી આવું. અલી બા ! પણ તું દિવસે દિવસે આટલી સૂકાતી કેમ જાય છે ? તેમાં વળી આ સાધુડી જેવી સ્ફેદ સાડી પહેરવા માંડી છે, એટલે અત્યારે તો ખાસ્સી કોઇ તપસ્વિની હોય તેવી દેખાય છે.

**અન્નપૂર્ણા**—ઇન્દુ ! મારી બાળ સહચરિ ઈન્દુ ! તું જે કહે છે, તે સત્યજ છે. સર્વેશ્વરે મારે માટે કોઇપણ પ્રકારનો રંગ બનાવ્યોજ નથી, તો પછી મારે આટલેથીજ તૃપ્ત થવું, એજ ઉત્તમ છે, આ હૃદય હવે આ ઝેરી સંસારથી કંટાળી ગયું છે. ખરેખર ! મારી ભાગ્યદેવીજ પ્રતિકૂળ છે, નહિતો જન્મદાતા માતાપિતા, કે જેણે કેટલું લાલન પાલન કરી, મને ઉછેરી. આટલી મોટી કરી હતી, તેમની મતિ આમ એકાએક શાને બગડે ? વળી સાથે મોટી બ્હેન, તેમજ જીજાજી પણ આટલા બધા દુષ્ટ હૃદયના કેમ બને ? વડિલોનો ક્રોધ રૂપી અગ્નિ તો સળગી રહ્યો હતો, તેમાં વળી પેલા ઘરડા

ઘૂવડે ઘી હોમ્યું, એટલે પછી બાકી શું રહ્યું ? એ ઉછેદીઆને સિત્તેર વર્ષે શૉખ પુરો ન થયો તે હજી લગન કરવા ઇચ્છા રાખે છે ! આમ બોલતાં બોલતાં અન્નપૂર્ણાના શરિરમાં વધુ જૂસ્સો ભરાયો, ને મ્હોંનો રંગ પણ બદલાવા લાગ્યો. તેના ગૌરમૂખ ઉપર કંઈક અજબ ફેરફાર થયો હોય, તેમ દેખાવા લાગ્યું. તેને શાન્ત પાડતાં ઇંદુકળા બોલી, બ્હેન આટલી બધી આકળી ઉતાવળી શું થાય છે ? આમ ક્રોધ કરવાથી કંઇ લાભ મળવાનો નથી. એ તો સૌ ઘીને ઘડે ઘી ભરાઇ રહેશે. બળી આપણી જ્ઞાતિજ એવી છે. વળી જે કન્યાવિક્રય આપણી જ્ઞાતિમાં પેઠો છે, તેવો તો કોઇ જ્ઞાતિમાં નહિજ હોય, પણ જો ને ? ઇશ્વરના બાંધેલા બેલાં કોઇ છોડાવી શકનાર નથી. પ્રભુએ તારે માટે તેજ પતિ નિર્માણ કર્યો હશે, તો તારાં માતાપિતા, કે અન્ય કોઇ શું કરી શકવાનાં છે ? માટે જરા શાન્તિ રાખ, અને સુખે દિવસો કાઢ. આમ કઢાપામાં ને કઢાપામાં તો તારો જીવ ખોઈશ. આવી જ્ઞાનિ થઈ અજ્ઞાનિ કેમ બને છે ?

**અન્નપૂર્ણા**—બેન ઇંદુ ! તારૂં કહેવું ખરૂં છે, પણ મહાન પવિત્ર બ્રહ્મકુળમાં ઉત્પન્ન થએલી દેવી નર્મદાનું ચારિત્ર જો. તેની અથાગ તપશ્ચર્યાને પ્રતાપે, તે સ્વદેહે સ્વર્ગે ગઇ હતી, પરંતુ વિશ્નુ ભગવાને તો તેનો તિરસ્કારજ કર્યો હતો, તેનું કારણ, માત્ર પતિ સેવાનો અભાવજ હતો મારી વહાલી સખી ! પતિ સેવાનો પ્રભાવ કેટલો મોટો છે ? તે તો જે જાણતું હોય તેજ જાણી શકે છે. સાક્ષાત શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુનાં વચનામૃતનું પાન કરી, તે બ્રહ્મકુમારિએ અંધ પતિની સેવા કરી, અને તેજ નર્મદા શ્રી કૃષ્ણચંદ્રના ચર્ણોમાં ગઇ, અને આખરે શ્રી કૃષ્ણચંદ્રના મૂખથી વરદાન મેળવી ચાર યુગમાં અમર થઈ. જેના જળપ્રવાહમાં સ્નાન કરવાથી મનુષ્યના સર્વ દોષો નિવારણ થાય છે, તેવોજ પતિ સેવાનો લાવો શું મારા નસીબમાં નહિજ સરજ્યો હોય ? આમ બોલી અન્નપૂર્ણા પોતાની સાડીના પાલવ વડે આંખો લૂછવા લાગી.

ઇંદુકળા—તારી ભૂલ છે " न जाणं जानकीनाथ

प्रभाते किं भविष्यति ॥ " બ્હેન ! સમસ્ત જગતમાં, ઈશ્વર રૂપ મનાતા રામચંદ્રજી પણ નહોતા જાણતા, કે રાજ્યાભિષેક વખતેજ મને વનવાસ મળશે, તો પછી પામર પ્રાણીનું શું ગજું ? માટે એવા ખોટા વિચારો કાઢી નાખીને કંઇક શાન્તિ રાખ. શાન્તિના ઝાડમાંથી મીઠાંજ ફળ નિવડશે. કેમ જાણ્યું કે તારા પિતાનું ધાર્યું થશે ? આ પ્રમાણેની આડી અવળી બીજી કેટલીક વાતો કરી, અન્નપૂર્ણાના હૃદયમાં સળગેલા દાવાનળનો અંત આણવાની કોશિષ કરવા લાગી. કેટલીક વારે ઘડીઆળ માં પાંચ ટકોરા થયા, અન્નપૂર્ણાનું વ્યગ્ર ચિત્ત તે તરફ દોરાયું. તેને સંબોધી ઇન્દુકળા બોલી, બ્હેન હવે રજા લઇશ, જો પાંચ તો વાગી ગયા, હજુ તો મારે નર્મદા નાં ત્રણ ચાર બેઢાં પાણી લાવવું છે. બળ્યું, હું તો ઘર કામથી કંટાળી ગઇ છું. આમ વાત કરી ઇંદુકળા બારણે નીકળી ઘર તરફ રવાના થઈ. આ તરફ અન્નપૂર્ણા પણ પ્રેમને પ્રધાનપદ આપી, તેના તર્કવિતર્કમાં ગુંથાઇ. અહાહા ! ! ! પ્રેમ એ એક સ્વર્ગની અમૂલ્ય વસ્તુ છે; પ્રેમ એ જગતના દરેક જીવોનું અમૃતજીવન

છે. ખરેખર ! જ્યાં પ્રેમ નથી, ત્યાં જીવન નથી, તેજ પ્રેમનો ઉચ્છેદ થતાં, ધારેલા સુખને બદલે દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. હું કેટલી બધી નિભાંગી ! પ્રભુ ! પ્રભુ ! આ અનાથ બાળકી ઉપર દયા કર !



# પ્રકરણ ૧૭ મું.

## પશ્ચાતાપ.



પોષ માસના પ્રભાતકાળે કંઈક ઠંડીનો સપાટો પણ સારો પડી રહ્યો હતો, પશ્ચિમ દિશા તરફથી ઠંડા પવનની લહરીઓ મનુષ્યના શરીરને સ્પર્શ કરી દાંત કકડાવી રહી હતી, ત્યારે પૂર્વ દિશાએ ભગવાન ભાસ્કર પોતાનાં ઉષ્ણ કિરણો વડે પડતી ઠંડીને હાંકી મૂકવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, છતાં તેમનો પ્રયત્ન નિષ્ફળ નિવડી ઠંડી પોતાનું કાર્ય બેધડક કરી રહી હતી. આજે કેટલાક દિવસથી પ્રાણુપિશાચ પોતાનાં કરેલાં કર્મનો બદલો ભોગવતો, ભયંકર મંદગીનું બિછાનું ભોગવી રહ્યો હતો. આગળનાં કરેલાં દુષ્કૃત્યો જાણે અત્યારે તેની સમીપ આવી તેને કેમ સતાવી રહ્યાં ન હોય ? તેનું શરિર તદ્દન કૃશ અને શક્તિહિન

થએલું જણાતું હતું. અત્યારે તે પથારીમાંજ પડયો હતો. કેટલાક નજીકના સંબંધીઓ હૃદયલાગણીથી નહિ પણ લોકલજ્જાથી તેની આજુબાજુ વિંટળાઇને બેસી રહ્યાં હતાં. એક બાજુએ એક યુવાન કંઇક વિચાર તરંગોમાં બેઠો હતો. પથારીમાં પડેલા વૃદ્ધ પ્રાણપિશાચ નાં નેત્રો આસ્તે આસ્તે ખૂલવા લાગ્યાં. તેણે ચારે તરફ દ્રષ્ટિ ફેરવતાં કંઇક તૂટક સ્વરે બોલવા માંડયું "ભાઈ ચંપક વિરામપુર તાર કર્યો ?"

ચંપક—વડિલ શ્રી ! તાર તો બંન્ને જગ્યાએ કરી દીધા છે. મને તો લાગે છે, કે ભાઇને આવતાં કદાચ વાર થશે, પણ પૂર્ણકળા તો જરૂર આજે આવી જવી જોઇએ.

પ્રાણપિશાચ—ભાઇ ચંપક ! તારા અને તેના પર મેં જૂલમ ગુજારવામાં કંઇપણ બાકી રાખી નથી. અરેરે ! મેં અભાગીએ પવિત્ર, નિર્દોષ બાળાના હૃદયને દુભાવતાં કંઈપણ વિચાર ન કર્યો ? તેનાંજ કડવાં ફળ અત્યારે ભોગવી રહ્યો છું. તારા જેવા વિશુદ્ધ પ્રેમાળ મનુષ્યને

મેં પાપીએ દોષિત બનાવવા અનેક પ્રયત્નો આદર્યા. છતાં આખરે સૂર્યની સામે ધુળ ઉરાડી તેને ઝાંખપ લગાડવાની અભિલાષામાં તણાતાં હું પોતેજ આંધળો બન્યો છું. ભાઈ ! તુ મને ક્ષમા કરજે, હું તારી ક્ષમા નો ભિખારી છું.

ચંપક—વડિલ ! આવા અંતિમ સમયે આવી નજીવી બાબત યાદ લાવી તમારા આત્માને દુઃખી ન કરો. વડિલશ્રી આપને ક્ષમા મળી ચૂકેલીજ છે. આપ જાણો છો કે મહાન રાજ્યકવિ કલાપિ એક જગ્યોએ લખી ગયા છે, કે

હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમાં ડુબકી દઇને પૂણ્યશાળી બને છે;
આહા ! કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ધરે છે !
માફી પામ્યું કુદરત કને એમ માની ગળે છે.

(કલાપી)

માટે વડિલ આપને સર્વાત્મા પ્રભુ પાસેથી ક્ષમા મળી ગઈ છે. હું ક્ષમા આપવાને લાયકજ નથી. આ પ્રમાણે

ચંપકનાં વાકયો પૂર્ણ થતાં પહેલાં તો, મકાનના દરવાજા આગળ એક ભાડાની ગાડી આવીને ઉભી રહી. સર્વનું લક્ષ તે તરફ ખેંચાયું, દયાવતિ ઉઠી દરવાજા બહાર ગઈ, તો સામેથી પૂર્ણકળાને આવતી દેખી. લાંબા સમયના વિયોગ પછી, પૂર્ણકળાને જોતાં દયાવતિનું હૃદય હર્ષથી ઉભરાવા લાગ્યું પ્રેમના આવેશમાં દયાવતિના નેત્રોમાંથી બે અશ્રુબિંદુઓ ખરી પડયાં. તે પૂર્ણકળાને સંબોધી બોલી, " ભાભી ! શું તમોને કાલેજ તાર મળી ગયો હતો ? તમે પણ ઠીક યોગ્ય સમયે આવી પહોંચ્યાં ? પિતાજી તો કાલના મોંમાં જીભ ઘાલતા નથી, તમને તથા મોટાભાઈને ઘણુ યાદ કરે છે, તમારા બંન્નેમાં તેમનો જીવ ભરાયો છે. " આમ બોલતાં દયાવતિ તથા પૂર્ણકળા પથારીવશ વડિલના ઓરડામાં દાખલ થયાં.

**પ્રાણપિશાચ**—પૂર્ણકળા ? દીકરા તુ આવી ? અંતકાળે તારા મૂખદર્શનની આશા મેં સ્વપ્ન પણ નહોતી રાખી.

**પૂર્ણકળા**–કંઇ નહિ, વડિલ ! હમારાં એવાં કયાંથી

સદ્‌ભાગ્ય હોય, કે અંતકાળે આપની કંઈ પણ સુશ્રુષા કરી શકીએ ?

પ્રાણુપિશાચ—બેટા ! મારા પાપનો બોજો મારૂં અંતઃકરણ હવે ઉપાડી શકતું નથી. આજ સુધી આ મલિન મ્હોં તમને બતાવતો હું જીવતો રહ્યો, તેના કરતાં બીજી ઘોર યાતના મારે માટે કઈ હોઇ શકે ? આટલું બોલતાં તેને હાંફ ચઢયો. વચમાં ખાંસી આવતાં વાણીપ્રવાહ બંધ પડયો અને તે અચેતન બન્યો. પૂર્ણકળા તેને ઓશીકે બેસી, તેનું માથું ખોળામાં લઇ કપાળે તેનો સેવાભીનો કર ફેરવતાં સાડીના પાલવ વડે પવન નાખતી બોલી, “ વડિલ ! એ વાત હવે સ્મૃતિમાં લાવવાની જરૂર નથી. દુનિયામાં નિષ્કલંક જીવન કોનું ગયું છે ? વૃદ્ધની આંખોમાંથી બે ત્રણ અશ્રુબિંદુઓ સરતાં દેખાયાં, જે ગાલ ઉપરથી સરી પૂર્ણકળાના હાથ પર પડ્યાં. તેનાં નેત્રો લૂછતી પૂર્ણકળા બોલી. “ વડિલ ! અંતકાળે નિસાસા નાખી અમને પાપભાગી શાને માટે બનાવો છો ? ” પ્રાણુપિશાચ

કંઇક ચેતન અવસ્થામાં આવતાં અર્ધ તૂટક સ્વરે બોલવા લાગ્યો, "દિકરા ! મારા પાપનું પ્રાયશ્ચિત આ લોકમાં તો શું પણ ત્રણે લોકમાં મળવું મુશ્કેલ છે. મારા જેવા નરાધમના સ્પર્શથી આખું વાતાવરણ દૂષિત થએલું લાગે છે. હવામાંથી પ્રત્યેક પરમાણુંઓ જાણે અવાજ કરી કહેતા હોય કે તારા માટે ચૌદ લોકમાં સ્થાન નથી તેવો ભાસ થાય છે.

ચંપક—વડિલ ! પરમાત્માની ક્ષમા અને સહનશિલતા આપણા કરતાં સહસ્ત્ર ગણી મોટી હોય છે. પાંડવોની સભામાં શિશુપાલની નવાણું ગાળો સાંખી લેનાર, તે પરમ દયાઘન સ્વામિ આપણને શું બોધપાઠ શીખવે છે ? દુનિયામાં ધિક્કારવા લાયક પાપી પુરૂષ નથી, પણ પાપ છે. આજે તે પાપના પાસમાંથી મૂક્ત થતાં, આપ હમારાથી પણ વિશેષ પૂણ્યશાળી બન્યા છો.

"ચંપક ! ચંપક !" તે વૃદ્ધ બોલ્યો, "હું તને આટલો સુપાત્ર નહોતો સમજતો. કાળે આજે મારો તે પડદો ઉપાડયો છે. મદનચંદ્રને આવવા દે ! તમારા

જીવનમાં ઝેર મેળવવાનું એક વધુ પ્રાયશ્ચિત હજી કરવાનું મારે બાકી છે. અરે ભગવાન ! મારા બાળકો માથે આટલો અત્યાચાર ? " એમ કહી કપાળ કૂટી, શ્રમ લાગતાં ડોસો પાછો બોલતો બંધ થયો. પૂર્ણકળા પાછી તેને પંખો નાખવા લાગી. બહાર કોઇનાં પગલાં નો અવાજ સંભળાયો, એટલામાં નવિન આવનાર વ્યક્તિ ને ઓળખતાં, ચંપક બોલી ઊઠયો. " લ્યો મદનભાઇ પણ આવી પહોંચ્યા. પ્રાણપિશાચ કાકા પૂરા ભાગ્યશાળી તો ખરા ! " " હેં મદન આવ્યો ? મારો મદન આવ્યો ? " એમ બોલતાં ડોસો આવેશથી બેઠો થઇ, મદનને વળગી પડયો. " મદન દીકરા ! તું આવ્યો ? " એક બાજુ પિતાને, બીજી બાજુ પૂંર્ણકળાને, ત્રીજી બાજુ ચંપકને જોતાં, મદનચંદ્રની મનોદશા શું થઇ હશે તેનો ખ્યાલ મારા શાણા વાંચકોજ કરી લેશે. તેના મગજમાં એક ક્ષણે હજારો તર્કવિતર્ક આવવા લાગ્યા. પિતાને ખબર પણ પૂછયા સિવાય કપાળે હાથ દઇ, તે એક ખુણામાં બેસી ગયો.

**પ્રાણપિશાચ**—તમારા બધાંના મનોભાવ જે તમે એક બીજાની આગળ સ્પષ્ટ કરી શકતાં નથી, તે હું સાફ સમજી શકું છું. મદન ! દીકરા ! મારી પાસે આવ. તારી સ્ત્રી ગંગાથી પણ વિશેષ નિર્મળ છે, તારા મિત્ર ચંપકનું ચારિત્ર તિર્થથી પણ ઉજ્વળ છે; તમારા સરળ, નિર્દોષ અને નિષ્કલંક ઘર સંસારને ઝેરી બનાવનાર વ્યકિત કોઇ બીજીજ છે, અને તે આ તારો નિર્ભાગી પિતા પ્રાણપિશાચના નામનું સાર્થક કરનાર, નરાધમ પોતેજ છે.

**મદનચંદ્ર**—શું પિતાજી આપ આ સાચી વાત કહો છો ? પૂર્ણકળા નિર્દોષ ? ચંપક પવિત્ર ? આ જીંદગીમાં એ ઘુંટડો હું હવે ગળે ઉતારી શકું તેમ નથી.

**પ્રાણપિશાચ**—દિકરા મદન તારી ભૂલ છે. જો સામેના કબાટમાં એક જૂના કાગળોનું બંડળ છે, તે કાઢ એટલે બધો ખુલાસો તારા હાથેજ થશે. મેં અધમે જે કર્તવ્યો કર્યાં છે, તે સ્પષ્ટ જણાઇ આવશે. આહા! ચંપકના પવિત્ર પત્રો મેં બદલી નાખી, બનાવટી પત્રો

તારા તરફ મોકલી, મારી રાક્ષસી ઇચ્છા પૂર્ણ કરવા પ્રયત્ન કર્યો હતો. હાય ! હું અધમ ઘોર નર્કનો અધિકારી બન્યો છું. પુત્રી પૂર્ણા ! તારા પ્રત્યે મેં જે નીચતા વાપરી છે, તેને માટે મારૂં પાપી અંતઃકરણ પૂર્ણ સજા ભોગવી રહ્યું છે." આમ બોલતાં બોલતાં ડોસાનાં નેત્રો તણાવા લાગ્યાં. તેનાં ચિન્હો કંઇક જૂદાં જ જણાવા લાગ્યાં. વળી તે મંદ સ્વરે બોલવા લાગ્યો, "દિકરા મદન ! મારી અંતિમ એક ઇચ્છા છે, મારા દેખતાંજ પવિત્ર, શિયળવતી પુત્રી પૂર્ણકળા તથા તારા મિત્ર ચંપકનો સ્વિકાર કર" ડોસાનો વાણી પ્રવાહ મંદ પડયો "થઇ રહ્યું !. કાળના દુતો મને લેવાને નજીક આવતા જણાય છે. પ્રભુ ! મારાં બાળકોનું રક્ષણ કરજે ! હે....પ્ર....ભુ........ક્ષ........મા............પૂ............ર્ણ............ક............ળા............શ્ર................" કામ પતી ગયું પાપી શરીરનો ત્યાગ કરી અમર આત્મા, પ્રભુ સર્વેશ્વરના દરબારમાં કરેલા કર્મનો હિસાબ આપવા રવાના થયો, નાશવંત દેહ બળીને ભસ્મિભૂત થયો.

# પ્રકરણ ૧૮ મું.

## પ્રેમી મિલન.



મય પ્રભાતનો હતો. વાયુ મંદ મંદ વાઈ રહ્યો હતો. પવિત્ર નર્મદા કિનારે ઘર કામકાજમાં નિમગ્ન થયેલાં સંખ્યાબંધ રમણીવૃન્દો પાણી ભરવા જતાં આવતાં નજરે પડતાં હતાં. કેટલાક ભાવિક યાત્રાળુઓ પ્રાતઃસ્નાનથી પરવારી, ઉદિત ભાનુને ગાયત્રી મંત્રોના ઉચ્ચારણથી અર્ઘ્યપ્રદાન કરી રહ્યા હતા. શાન્ત પ્રભાતનો દેખાવ નાસ્તિકના હૃદયમાં પણ શ્રદ્ધા ઉત્પન્ન કરે તેવો હતો. દૂર એક યોગીની પર્ણકુટી દેખાતી હતી, નર્મદાનો પ્રવાહ કેમ જાણે તેની પ્રદક્ષિણા કરતો હોય તેમ પર્ણકુટીની બાજુમાં અર્ધ ગોળાકારે વહેતો હતો. આશ્રમની ચારે તરફ આંબા, કેળ, આશોપાલવ, બોરસલી ઇત્યાદિ વૃક્ષોની સારી ઘટા જામેલી હતી. પર્ણકુટીના

આંગણામાં દેવસેવા નિમી-તે વાવેલા ગુલાબ, મોગરો, હજારી, તુળસી ઈત્યાદિ છોડો દીપી નીકળતા હતા, પર્ણકુટીના મૂખ્ય દ્વાર સામે વિસેક પગલાં દૂર પવિત્ર ગૌમાતાના છાણથાં લીંપેલો એક ચોતરો હતો જેના પર પ્રભાતના નિત્યકર્મથી પરવારી ગુરૂદેવ બેઠા હતા. પાસે એક ભાવિક શ્રદ્ધાળુ શિષ્ય પ્રણીપાત કરી, કેટલાક પ્રશ્નો પૂછી રહયો હતો. ગુરૂદેવ ઘણું મનોમંથન કર્યા છતાં મનુષ્યના હૃદયમાંથી વાસના નિર્મૂળ કેમ નહિ થતી હોય ?

ગુરૂદેવ—સારી અથવા નઠારી કોઇપણ વાસના સંપૂર્ણ ભોગવ્યા સિવાય ક્ષીણ થતીજ નથી. પ્રાણીમાત્ર ના ગુરૂ પરિપૂર્ણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં સૂસ્પષ્ટ કહ્યું છે કે

" विषया विनि वर्तन्ते निराहारस्य देहिनः ॥
॥रस वर्ज रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते॥ "

ગુરૂદેવના મુખમાંથી શ્લોકનો ઉત્તરાર્ધ પૂરો થતા પહેલાં, બાજુમાં કોઇની કરૂણ ચીસ સંભળાઇ. ગુરૂએ

ઉભા થઇ જોયુ, તો સરિતામાં કોઇ સ્ત્રી ડુબતી જણાઇ. પાસે બેઠેલા ભાવિક શિષ્યને તેને બચાવવાની આજ્ઞા કરી તુરતજ તે શિષ્ય કપડાં ઉતારી સરિતાના પ્રવાહ તરફ દોડયો. જોતજોતામાં તે ઉદાર દિલના શિષ્યે નર્મદાના અગાધ જળમાં ઝંપલાવ્યું. સામેથી આવતું બેભાન બાળાનું શરીર જળમાંથી બહાર કાઢી, નિમિષ માત્રમાં ગુરૂ આશ્રમમાં પહોંચ્યો, અને એક આમ્ર વૃક્ષ નીચે સપાટ જમીન ઉપર તે બેભાન બાળાને ગુરૂ આશ્રમના કાળા કામળામાં સૂવાડી, આ ખબર ગુરૂશ્રીને આપી તેના ઉપચાર કાર્ય નિમિત્તે ગુરૂશ્રીની બતાવેલી વનસ્પતિની પત્તિઓ ચૂંટવાના કાર્યમાં રોકાયો. મારા વ્હાલા વાંચકોને અત્રે જણાવવું જોઇએ, કે આ ઉદાર દિલનો શિષ્ય તે બીજો કોઇ નહિ, પણ આપણો પૂર્વ પરિચીત ચંપકજ હતો. કેટલાક દિવસથી તે કેટલાક સંસારિક આઘાતોથી કંટાળી હૃદય શાન્તિ અર્થે પોતાના ગુરૂશ્રીના આશ્રમમાં જ્ઞાનામૃતનું પાન કરી, હૃદય ઉપર નો ભાર કંઇક ઓછો કરવા નિમિત્તે આવી રહેલો હતો.

અત્યારે તે પોતાના કાર્યમાં એટલો બધો મશગુલ હતો, કે તેને પોતાની સ્થિતીનું પણ ભાન નહોતું, તે ભીનાંજ વસ્ત્રો સહિત પોતાનું કાર્ય કરી રહ્યો હતો. એક ક્ષણે હજારો વિચાર તેના શાંત મગજમાં ફરી વળતા હતા. હજુ પણ તે તેના કાર્યમાં નિમગ્નજ હતો, ત્યાં તો ભગવાં વસ્ત્રધારી ગુરૂદેવ તેની સમિપ આવી, શાંત મુખ-મૂદ્રાએ કહેવા લાગ્યા, " વત્સ ! તે બાળકી અર્ધ ચેતન અવસ્થામાં આવી ગઈ છે, હવે તું આ વનસ્પતિના રસ ને તેના લલાટ ઉપર લેપન કરી તેની આસના વાસના કરતો ત્યાંજ બેસજે. હું થોડાજ વખતમાં આ તરફના જંગલમાં જઈ આવું છું. ગુરૂશ્રીનાં વચનને શિરોમાન્ય ગણી ચંપક એક પાત્રમાં રસ ભરી આમ્રવૃક્ષ નીચે પડેલી બાળકુમારિકા પાસે આવી, તેના લલાટ ઉપર ઓષધી લેપન કરતો બેઠો. આહા !! કેટલો બધો ચમત્કાર ? હજારો રૂપીઆ ખર્ચી એલ. એમ. એન્ડ એસ. ની ડીગ્રીઓ મેળવનાર ડાકતરોની વર્ષોની મહેનતનું પરિણામ માત્ર નિમિષમાં ગુરૂ કૃપાથી થાય છે. આ અજબ ચમત્કારિ વનસ્પતિના રસનું લેપન કરતાં તરતજ

ચૈતન્યક્ષીણ બાળાના શરીરમાં પુનઃ ચૈતન્ય પ્રાપ્તિ થતાં, તેના શરીરની શરદી દૂર થઇ, અને ગરમાવો આવવા લાગ્યો. આ વખતે ચંપકના હૃદયમાં થતા આનંદની સીમા નહોતી. થોડાજ વખત પહેલાંની બેભાન બનેલી બાળાનાં નેત્રો ખુલવા લાગ્યાં. તેણે પ્રથમ આકાશ તરફ દ્રષ્ટિ કરી, પછી પોતાના બચાવનાર તરફ દ્રષ્ટિ કરતાં આનંદ સાથે સ્મિત કરી, મંદ સ્વરે બોલી, "કોણ વહાલા ચંપક ?" આટલું બોલતાંજ પ્રેમના આવેશમાં ફરી મૂર્છિત અવસ્થામાં પડી. આહા ! ! પ્રેમ ! પ્રેમ ! તારો પ્રભાવજ એવો છે, તે તો અનુભવિજ જાણી શકે છે. થોડી વારની આસના વાસનાથી અન્નપૂર્ણા ફરી જાગૃતિમાં આવી, તેને સંબોધી ચંપક કહેવા લાગ્યો, "અન્નપૂર્ણા ભાવિની ઘટનાને કોણ ઓળખી શકે છે ? ક્યાં તુ ? ક્યાં હું ? ક્યાં પવિત્ર નર્મદાનો પ્રવાહ ? અને ક્યાં મારા પરમ પૂજ્ય ગુરૂદેવનું આશ્રમ ? વળી મારેજ હાથે તારો બચાવ ? ભાવિ ! ! તારી કળા અલૌકિકજ છે ! તેનો પાર દેવતાઓ પણ પામી શક્યા

નથી, તો મારા અને તારા જેવા મતિમંદ પ્રાણીઓનું શું ગજું ? ”

**અન્નપૂર્ણા**–વ્હાલા ! આપની આ દિન કિંકરીને આપની સેવા કરવાનો સમય પ્રભુ ક્યારે આપશે ? નાથ ! ગમે તેમ હોય પણ આપણી આ બાબતનો ફડચો કરીને પણ આપની દાસીને આ દુઃખમાંથી મૂક્ત કરો ! વ્હાલા ! આપ જાણો છો, કે પ્રથમ મૂલાકાતે ડંકપુરની પવિત્ર ગોમતિ તીરે આપે કેવી પ્રતિજ્ઞા કરી હતી ?

અન્નપૂર્ણાના અર્ધ સૂકાએલા બાલ પવનથી ઉડી, તેના મુખચંદ્રની આસપાસ કાળા વાદળાં સમાન દીપી નીકળતા હતા. તેને બે હાથથી સંકોરતાં ચંપક બોલ્યો, મારા હૃદય મંદિરની દેવિ તારા કહેલા શબ્દોનો વિચાર તો હું પ્રથમથીજ કરી ચૂકયો છું. પ્રાણલતા ! આ બાબતમાં તારો અને મારો વિચાર કામ લાગી શકે તેમ નથી. આપણાં આત્મ લગ્ન તો, ગોમતિના પવિત્ર તિરે, પ્રભુ ડંકનાથના સન્મૂખ થઈ ચૂકયાં છે, પણ શરીર લગ્ન, કે જે જનસમાજની નજરમાં લગ્ન તરિકે ગણાય

છે, તે તો તારા લક્ષ્મિના લોભી વડિલ તથા મારા પ્રપંચી મામાની કેટલીક આડકતરી અડચણોને લીધેજ થવાનાં નથી.

અન્નપૂર્ણા—વ્હાલા ચંપક ! ત્યારે શું મારો તિરસ્કાર કરશો ? શું આ નિર્ભાગીને વિસરી જશો ? જ્યારે એમજ હતું, તો પવિત્ર નર્મદા માતાના શરણમાં જતાં મને શા માટે અટકાવી ? આટલું બોલતાં અન્નપૂર્ણાનાં નેત્રોમાંથી મૂક્તાફળ સમાન અશ્રુઓ ખરવા લાગ્યાં.

ચંપક—અન્નપૂર્ણા, તારી સમજમાં ફેર છે. મારા કહેવાનો ભાવાર્થ એ નથી કે હું તને વિસરી જઇશ. હું પ્રથમથીજ કહી ચૂક્યો છું કે આપણાં આત્મ લગ્ન તો થઇજ ચૂક્યાં છે. મારી હૃદયવલ્લભા ! તુંજ વિચાર કર કે કાશી રાજાની પુત્રી અંબાનો શાલ્વને વરવાનો દ્રઢનિશ્ચય હતો, તે પોતાના દ્રઢનિશ્ચયને વળગી રહી તો આખરે ત્રીજે જન્મે પણ શાલ્વને અંબા રૂપેજ મળી હતી. તેમ આપણે માટે પણ ભાવિની ઘટના કેવી હશે તે કોને ખબર !

**અન્નપૂર્ણા**—વ્હાલા ચંપક ! કાશીરાજાની પુત્રી અંબા ! એણે તો પોતાના ભાવિ પતિને મેળવવા અરણ્યમાં જઈ ગૌરીક પતિ શંકરની ભક્તિ કરી વરદાન મેળવી આખરે શરીરનો ત્યાગ કર્યો હતો. શું તેવીજ રીતે મારે પણ આ શરીર પ્રભુ સેવામાં નિર્માણ કરવું એજ આપનો ઉદ્દેશ છે ?

**ચંપક**-પ્રાણેશ્વરી ! તેમાંજ મારા અને તારા ભવિષ્યનું શ્રેય સમાયેલું છે અને તેવાજ વિચારોને પ્રધાન પદ આપીને હું કેટલાક દિવસથી ગુરૂ આશ્રમની પવિત્ર છાયામાં હૃદયના ભારને હલકો કરી રહ્યો હતો. હવે તો મારો એજ નિશ્ચય છે કે પવિત્ર નર્મદા માતાની પ્રદક્ષિણા કરી પછીથી હીમગીરીના કોઇ સુંદર સ્થાનમાં રહી બાકી રહેલું જીવન શાન્તિથી ઇશ્વરભજનમાં ગાળવું.

**અન્નપૂર્ણા**—નાથ ! શું આ આપના અડગ વિચારો છે ? જો એમજ હોય તો આ આપની દાસી પણ ભગવી કફની ધારી આપની દેવસેવાની ફુલપાત્રીનું કામ કરવાનું નહીંજ ચૂકે. વહાલા ! આ અસાર સંસારમાં

આપના સિવાય હવે મારૂં કોણ છે ? સરસ્વતીચ એ પણ સુંદરગીરી ઉપર કુમુદનો શિષ્યા તરીકે કર્યોજ હતો. તેવીજ રીતે આજથી હું પણ શિષ્યા બની, સાથે રહી, સ્વયં આત્માને ઓ કોશિષ કરીશ.

ચંપક—દેવી અન્નપૂર્ણા ! તમારા શબ્દો અ હૃદયને આશિર્વાદ સમાન નીવડ્યા છે. પણ મારૂં માનો તો તમે કહો છો તેથી પણ ઉત્ત તમારી પાસે કરાવવાની મારી ઇચ્છા છે.

અન્નપૂર્ણા—વ્હાલા ! આપની ઇચ્છા એજ ઇચ્છા. આપજ મારા શુભેચ્છક છો. આપ જે ક બતાવશો તે મારે માટે શ્રેયકરજ હશે. કહો ! નાથ આ દાસીને હાથે આપ એવું તે કયું ઉત્ત કરાવવા ધારો છો ?

ચંપક—હૃદયેશ્વરી ! આ અધોગતિએ પ ભારતવર્ષના ઉદ્ધારને માટે ભારતમાતાના અનેક

અને સંત પુરૂષો આર્ય પ્રજામાં નવચેતન રેડવા સતત્ ભગીરથ પ્રયત્ન કરી રહેલ છે. એ તો ખરૂંજ છે કે ભારત માતાના પુત્રો જેટલીજ પુત્રીઓ પણ આ વખતે કેળવાએલી હોત તો તો જરૂરજ અત્યાર પહેલાં તો આપણે દેશનો ઉત્કર્ષ જોઈજ શક્યા હોત પણ હત્ ભાગ્ય હિંદનાં, કે હજુ સુધી સ્ત્રીવર્ગ તેટલો તૈયાર નથી. આ અપૂર્ણતા મટાડવા, દેવી કસ્તુરબા, બીબી અમ્મા, દેવી સરોજની, દેવી સરલાદેવી તથા દેવી વાસંતીદેવી વિગેરે ભારતનાં સ્ત્રી રત્નો ભારતવર્ષમાં ખુણે ખુણે ફરી ફરીને પોતાની બ્હેનોમાં જાગૃતિ લાવવાનું દેશોદ્ધારનું પૂણ્ય કાર્ય કરી રહેલ છે. તમે તે બધું જાણો છો; સમજો છો; અને વળી તમે સુશિક્ષીત છો તો મારી એજ ઇચ્છા છે કે આ દેવીઓની સાથે રહી તમે પણ દેશ તથા દેહ બન્નેના ઉદ્ધારના શુભ કાર્યમાં ગુંથાવ.

આમ વાતચિત ચાલતી હતી એટલામાં ગુરૂજી પણ આવી પહોંચ્યા અને ચંપક તથા અન્નપૂર્ણાને સંબોધી કહેવા લાગ્યા; " વત્સ ! તમારૂં કલ્યાણ થાઓ. તમારા

બન્નેના વિચારો તથા સંપૂર્ણ વૃતાંત મારા તપના પ્રભાવથી હું કળી શકયો છું. તેં જે રસ્તો સુચવ્યો છે તે સર્વોત્તમ છે; પણ મારી આજ્ઞા છે કે તમો બન્નેએ હવે પવિત્ર લગ્નગ્રંથીથી જોડાઇ બન્નેએ સાથેજ દેશહીતના મહાન શુભ કાર્યમાં પ્રવૃત્ત થવું. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ આત્માની ઉંન્નતિ સાધી શકાય છે. સર્વ મનુષ્યો તે મહાન દયાળુ ઈશ્વરનાંજ સૃજેલાં હોવાથી ખરા હૃદયનો પરોપકાર અને જનસેવા એ પણ એક પ્રકારની ઇશ્વરસેવાજ છે, તેથી તમો પણ એવાં કાર્યો કરતાં ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં દેશનું તથા તમારૂં કલ્યાણ જરૂર સાધી શકશો એવી મારી આશિષ છે.

**ચંપક**—ગુરૂશ્રી ! જો એમ કરવામાંજ આપ અમારૂં કલ્યાણ જોઇ શકયા હો તો આપની આજ્ઞાનો હું અંગીકાર કરૂં છું.

**ગુરૂ**—બેટા ચંપક તથા પુત્રી અન્નપૂર્ણા ! જાઓ હવે તમે તમારા દેશોદ્ધાર તથા સમાજ સેવાના કાર્યમાં નિમગ્ન થાઓ. તમો દંપતિનું દીર્ધાયુષ્ય ઈચ્છું છું.

તમારી સર્વે મનોકામનાઓ ફળીભૂત થાઓ. પ્રભુ તમારૂં કલ્યાણ કરો, રક્ષણ કરો, એવા મારા આશિર્વાદ છે. હું પણ હવે થોડાજ વખતમાં હીમાલય તરફ પ્રયાણ કરીશ. આપણે છુટા પડતા પહેલાં તમને આ મંત્ર આપું છું. સંકટના સમયમાં તે મંત્ર જપી મારૂં ધ્યાન કરશો તો તરતજ હું તમારી હાજર થઇશ.



# અગાઉથી ગ્રાહક થઈ નામ નંધાવનારનાં નામ.

| નંગ. | | નામ | ગામ. |
|---|---|---|---|
| ૫ | રા. રા. | મણીલાલ મનસુખરામ ઢગઢ | નડીયાદ. |
| ૩ | ,, | દેસાઈ મનુભાઇ મોતીભાઇ | ,, |
| ૩ | ,, | ઇશ્વરભાઇ બા. પટેલ | ,, |
| ૩ | ,, | શાહ અંબાલાલ ઝવેરદાસ | ,, |
| ૨ | ,, | લાલાજી અરજણપ્રસાદ રામપ્રસાદ | ,, |
| ૧ | ,, | પંડ્યા ચીમનલાલ ઉમીયાશંકર | ઉમરેઠ. |
| ૧ | ,, | હાસમભાઇ એ. વહોરા | નડીયાદ. |
| ૧ | ,, | શાહ ચંદુલાલ મગનલાલ | ,, |
| ૧ | ,, | શાહ મંગળદાસ રણછોડ | ,, |
| ૧ | ,, | શાહ મોહનલાલ સોમચંદ | ,, |
| ૧ | ,, | શાહ ભોગીલાલ દામોદર | આણંદ |
| ૧ | ,, | શાહ મણીલાલ ત્રીભોવન | નડીયાદ. |
| ૧ | ,, | શાહ ચીમનલાલ છોટાલાલ | ,, |
| ૧ | ,, | શાહ ચીમનલાલ જમનાંદાસ | ,, |
| ૧ | ,, | શાહ ચીમનલાલ મોતીલાલ | ,, |
| ૧ | ,, | શાહ મણીલાલ ભાવનગરી | ,, |
| ૧ | ,, | શાહ ચંદુલાલ જેઠાલાલ | ઉમરેઠ. |
| ૧ | ,, | શાહ વ્રીજવલ્લ્લ્વ જમનાંદાસ | ચકલાસી. |
| ૧ | ,, | શાહ નાથાલાલ પરસોતમ | નડીયાદ. |

| | | | |
|---|---|---|---|
| ૧ | ,, | શાહ હરીલાલ ભવાનદાસ | આમલેઠા. |
| ૧ | ,, | દેસાઈ ચુનીલાલ ઇશ્વર | નડીયાદ. |
| ૧ | ,, | દેસાઇ હરીભાઈ છોટાભાઇ | ,, |
| ૧ | ,, | દેસાઇ રાવજીભાઇ બેચરભાઇ | ,, |
| ૧ | ,, | ચતુરભાઇ નારણભાઈ | ,, |
| ૧ | ,, | પટેલ નારણભાઇ પરસોતમ | ,, |
| ૧ | ,, | પટેલ ડાહ્યાભાઈ છગન | ,, |
| ૧ | ,, | પટેલ અંબાલાલ દેસાઈભાઈ | ,, |
| ૧ | ,, | પટેલ શીવાભાઇ લાલદાસ | ,, |
| ૧ | ,, | પટેલ બેચરભાઇ જીવાભાઇ | ,, |
| ૧ | ,, | પા. દેસાઇભાઇ નાથાભાઇ | ,, |
| ૧ | ,, | પા. આશાભાઈ કીશોરભાઇ | ,, |
| ૧ | ,, | દવે બાપુલાલ મગનલાલ | ,, |
| ૧ | ,, | દવે પ્રલાદજી મોહનલાલ | ,, |
| ૧ | ,, | દવે પ્રાણુલાલ ભવાનીશંકર | ,, |
| ૧ | ,, | આર. એમ. પરીખ. | ,, |
| ૧ | ,, | ભટ કેશવલાલ નાનાલાલ | ,, |
| ૧ | દરભાવતી નેટીવ જનરલ લાયબ્રેરી | | ડભાણ |
| ૧ | રા. રા. મોરારજી પ્રેમજી | | નડીયાદ. |
| ૧ | ,, | જેઠાલાલ ગરબડ | ,, |
| ૧ | ,, | બદરૂદીન મુલ્લાં રજબઅલી | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | ,, | જીવાભાઇ સમસુદીન | ,, |
| ૧ | ,, | સૈયદ રસુલમીયાં હેજીમીયાં | ,, |
| ૧ | ,, | પ્રભાકર વીહારીદાસ | ,, |
| ૧ | ,, | મીસ્ત્રી મથુર છગન | ,, |
| ૧ | ,, | ,, મુળજી મોતીરામ | ,, |
| ૧ | ,, | ,, સોમનાથ દામોદર | ,, |
| ૧ | ,, | ઇબ્રાહીમ અહમદ ચુણીયાનાં | ,, |
| ૧ | ,, | ચુડગર રમણુલાલ હરીલાલ | ,, |
| ૧ | ,, | બારવા અંબાલાલ નાનજી | ,, |
| ૧ | ,, | મેનેજર સાહેબ મનોર મીલ | ,, |
| ૧ | ,, | ડાકટર ડુંગરભાઈ | ,, |
| ૧ | ,, | મહાદેવ સખારામ | ,, |
| ૧ | ,, | બારોટ દામોદર ફતેસંગ | ,, |
| ૧ | ,, | માસ્ટર ફુલટણુકર | ,, |
| ૧ | ,, | મીસ્ત્રી બાપુભાઇ મુલજીભાઇ | ,, |

# જસમાઈનનો
## આયોડાઈઝડ
# સારસાપરેલા

બગડેલા લોહીને સુધારી
શક્તિ આપનારી
સૌથી સરસ દવા

**જસમાઈન એજન્સી**
**નડિયાદ**

લોહી સુધારી શરીરને નીરોગી બનાવવા માટે આ જસમાઇનનો આયોડાઇઝડ સારસાપરેલા આજકાલ ઘણોજ વખણાય છે. ખસ, લુખસ, દરાજ, ખરજવાં, ગડગુમડ, પ્રમેહ, ચાંદી, વિસ્ફોટીક, કંઠમાળ, કોઢ અને સામાન્ય નબળાઈ માટે ખાસ કરીને આ જસમાઈનનો સારસાપરેલા વાપરવા ડાકટરો ભલામણ કરે છે. સંધીવામાં તેનો ગુણ અજબ જેવો છે. કીંમત રૂ. ૧॥. વી. પી. થી રૂ. ૧॥=. ૩ શીશીના રૂ. ૫=. ૬ શીશીના રૂ. ૯)=.

બધા દવાવાળા વેચે છે.

ડઝન અને ગ્રોસના ભાવ માટે વેપારી ભાવનું લીસ્ટ મંગાવો.

મેનેજર—જસમાઈન એજન્સી, નડીઆદ (ગુજરાત).

**ચારૂતરનું**

# અમૃતબિંદુ

રજી૦ નં૦ ૮૪૧-૧૦

**અનેક રોગની એકજ અકસીર દવા**

**અમૃતબિંદુ ઓફીસ**

**નડીઆદ**

બાદી, અજીર્ણ, પેટનો દુખાવો, મરડો, ઝાડા, ઉલટી, ચુંક, વાયુવિકાર, માથાનો દુખાવો, હાડકાનું કળતર, કમરમાં દરદ, સંધીવા, લકવો, દાંતની પીડા, મોંનું વાસ મારવું, વીંછીનું ઝેર, સરદી, સળેખમ, ખાંસી, દમ અને સામાન્ય નબળાઇ વિગેરે દરદોમાં ચારૂતરનું અમૃતબિંદુ એક ચમત્કારી દવા છે. દરેક ડાહ્યા માણસે તેની એકાદ બાટલી તો હંમેશાં પોતાની પાસે રાખવીજ જોઇએ. કીં. રૂ. ૧ા. વી. પી. થી રૂ. ૧ા~. ૩ શીશીના ૪ા~ અને ૬ શીશીના રૂ. ૮)~. બધા દવાવાળા વેચે છે.

ડઝન અને ગ્રોસના ભાવ માટે વેપારી લીસ્ટ મંગાવો.

લખો—અમૃતબિંદુ ઓફીસ, નડીઆદ, [ગુજરાત].

